# मङ्गल–स्मृतिः

द्यूतादेकपदे निवृत्य मुनिता यो यौवनोपक्रमे
शिक्षाभ्यासमलब्धपूर्व्यधिगतः सङ्कल्पशक्त्योजसा ।
वैदुष्य क्रमिकप्रयत्नबलतः सम्पाद्य सत्तेजसा
लोकव्यापियशःप्रकाशगुरुणा सत्कर्मयोगोऽचकात् ॥ १ ॥
सूरेर्विजयधर्मस्य गुरोस्तस्य महात्मनः ।
महोपकारिणः कुर्वे स्मरण मङ्गलावहम् ॥ २ ॥

—न्यायविजयः

[ જેમણે બાળવયમાં સ્કૂલ કે નિશાળનું શિક્ષણ નહિ
મેળવેલું અને જેઓ જુગારની લતમાં પડેલ—એવા
જેમણે જુગારમાંથી એકદમ ઓચિંતા ખસીને જુવાનીના
ઉદયકાળમાં મુનિદીક્ષા ગ્રહણ કરેલી અને, સુદૃઢ સંકલ્પ-
બળવાળા જેમણે મહેનત અને અભ્યાસબળથી ક્રમશઃ
વિદ્યાભ્યાસમાં આગળ વધતા જઇ વિશિષ્ટ પાંડિ
કર્યું, અને પ્રશસ્ત કર્મયોગમાં વિહરણશીલ એવ
લોકવ્યાપી યશઃપ્રકાશથી ગૌરવાન્વિત પોતાના
જીવનના શુભ્ર તેજથી દેદીપ્યમાન બન્યા,
શ્રી વિજયધર્મસૂરિજી મહારાજનું આ સ્થળે
હાર્દિક સ્મરણ કરું છું. ]

卐

ગ્રન્થકાર મુનિજીના ગુરુ



વિશ્વપ્રસિદ્ધપ્રભાવક મહાન જૈનાચાર્ય
શ્રી વિજયધર્મસૂરિ મહારાજ

# પહેલી આવૃત્તિનું પ્રાક્કથન

જીવન અનન્ત છે. તેની આદિ નથી, અન્ત નથી. આજનું સો વર્ષનું આયુષ્ય પૂરું થયા પછી-મર્યા પછી પણ જીવનની ધારા નિરન્તર ચાલુ રહે જ છે. માટે એ ધ્યાનમાં રાખવું અત્યન્ત જરૂરનું છે કે માણસે આ જિન્દગીનું સુખ એવી રીતે નહિ મેળવવું જોઈએ કે મરણોત્તર જિન્દગી દુઃખના ગર્તમાં પટકાઈ પડે. આ જિન્દગીના સુખ પાછળ મરણોત્તર જીવન દુઃખ-ગ્રસ્ત થવા પામે એવા પ્રમત્ત યા ઉન્મત્ત થવું એ મૂર્ખતાની પરાકાષ્ઠા છે. સાચું ડહાપણ એવી રીતે જીવવામાં છે કે અહીં પણ સુખશાન્તિ રહે અને મરણોત્તર જીવનમાં પણ સુખશાન્તિની પરંપરા નિરન્તર રહે. આ વર્તમાન જીવનમાં વિકાસનાં વાવેતર એવાં થવાં જોઇએ કે મરણોત્તર જીવનપ્રવાહ અધિકાધિક વિકસિત થતો જાય

આ માટે આપણે આપણા વર્તમાન જીવનને ગુણ-સમ્પન્ન બનાવવુ જોઇએ. મહાન્ કવિનું સ્પષ્ટ વાક્ય છે કે—

"गुणाः पूजास्थानं गुणिषु न च लिङ्गं न च वयः"

અર્થાત્ ગુણી જનમાં રહેલા ગુણો પૂજનીય છે, તેનો વેષ નહિ, તેની ઉમ્મર નહિ. આ ઉપરથી સ્પષ્ટ

સમજી શકાય છે કે ગુણવત્તા એ જ ધર્મ છે. ગુણવત્તાનો સંક્ષિપ્ત નિર્દેશ સત્ય, સંયમ અને સેવા. આ ધર્મની જ સાધનામાં જીવનની કૃતાર્થતા છે અને હમેશાંને માટેની, મરણોત્તર અનન્ત જીવન માટેની કલ્યાણસિદ્ધિ છે.

  

મારી ઉમ્મર સત્તોતેર વર્ષની છે, દીક્ષા અઠ્ઠાવન વર્ષની થઈ ચૂકી છે. મેં દેશાટન ( પદયાત્રા ) ઘણુ કર્યું છે. કાશીનિવાસ અને બંગાલયાત્રા કરી છે, મહારાષ્ટ્રમાં વિહર્યો છું.

ગુરુ (પૂજ્યપાદ શ્રી વિજયધર્મસૂરિજી મહારાજ)ના અવસાન પછી હું મોટે ભાગે એકાકી વિહર્યો છું; અને હવે છેલ્લાં છએક વર્ષથી માંડલમાં સ્થિર થઈ બેઠો છું; અને માંડલના જૈનો મારી સેવા-ભક્તિમાં જે તત્પરતા દાખવે છે તે માટે મને પરમ સન્તોષ છે.

મને એકલતા પચી ગઈ છે અને બાહ્ય વ્યાસંગ પરથી ઉદાસીનતા આવી છે. શરીર વૃદ્ધ તથા રોગાર્ત છતાં મારા મન પર શાન્તિ અને સન્તોષ વર્તે છે. ખરેખર આ ભગવાનની કૃપા સમજું છું.

પુસ્તકવ્યાસંગમાં મારો વખત પસાર થાય છે. જ્ઞાનરસ એ મારો જીવનરસ બની ગયો છે. મારા આત્મ-હિતનો આધાર જ્ઞાનરસ પર મુકાયો છે. જ્ઞાનરસ અને માનસિક શાન્તિના આનન્દમાં કેટલીક વાર મારાથી બોલી જવાય છે કે—"I am very happy."

મારા જ્ઞાનરસના ઓતમાં આ પુસ્તકનું નિર્માણ થયું છે, અને તે મારા સ્વાન્તઃસુખાય—મારા પોતાના આન્તરિક સુખને માટે, બીજાને લાભકારક થાય તો એ આનુષંગિક લાભ. પરન્તુ આ સ્વાધ્યાયથી એ તો હું ઇચ્છું જ છું કે—

प्रज्ञाः प्रसन्ना मयि सन्तु सन्तः ।

કાર્તિક શુદિ પંચમી,<br>વિ. સં. ૨૦૨૨,<br>**માંડલ**<br>(વીરમગામ)

સત્કૃપૈષી<br>**ન્યાયવિજય**

# अर्पणम्



विद्याक्षेत्रसमर्पितैर्गुरुतम-प्राचीन-विद्याकर-
ग्रन्थोद्धारण-शोधन प्रकटनासक्तैर्महाप्रज्ञिलैः ।
एतद्देशविदेशवासिविवुधस्तोतव्यसाहित्यिकाऽऽ-
यासैःसद्गुणगौरवोदितयशःश्रीवैभवालङ्कृतैः ॥१॥

श्रीयुक्त-पुण्यविजयैः समुपक्रियेऽहं
सद्भावसौहृदसुधारससेचनेन— ।
भूयोऽपि भूय इति तत्सुपवित्रपाणौ
भक्त्या लघुं कृतिमिमां विनतोऽर्पयामि ॥२॥

नववर्षप्रथममङ्गलदिनम्,
वि. सं. २०२२
माण्डल
( वीरमगाम )

—न्यायविजयः





પૂજ્યપાદ પ્રવર્તક શ્રી ૧૦૦૮ શ્રી કાન્તિવિજયજી મહારાજના
શિષ્યરત્ન
મુનિપ્રવર શ્રી ૧૦૮ શ્રી ચતુરવિજયજી મહારાજના શિષ્ય
વિદ્વન્મૂર્ધન્ય, આગમપ્રભાકર, મુનિરત્ન
**શ્રી પુણ્યવિજયજી મહારાજ**



જેમણે પોતાના જીવનને વિદ્યાક્ષેત્રમાં અર્પિત કર્યું છે, જેઓ વિદ્યાના ખજાના જેવા પ્રાચીન મહત્તમ ગ્રન્થોના ઉદ્ધારણ, સંશોધન અને પ્રકાશનના કાર્યમાં નિમગ્ન રહે છે, જેઓ મહાન્ પ્રજ્ઞાના ધારક છે, જેમના સાહિત્યિક કાર્યને આ દેશ તેમજ વિદેશના ઉચ્ચ કોટીના વિદ્વાનો પ્રશંસે છે અને જેઓ સદ્ગુણ-ગૌરવથી અભ્યુદિત એવા યશોલક્ષ્મીવૈભવથી અલંકૃત છે—

એવા પુણ્યમૂર્તિ મુનિરત્ન શ્રી પુણ્યવિજયજી મહારાજ પોતાના સદ્ભાવપૂર્ણ સૌહાર્દરૂપ સુધાના સિંચન દ્વારા મારા પર વારંવાર ઉપકાર કરતા રહે છે, એ માટે હું નમ્ર બની આ મારી લઘુ કૃતિ એમના સુપવિત્ર કરકમલમાં ભક્તિભાવે અર્પું છું. ]



# પ્રાસ્તાવિક

કલ્યાણ ભારતી :

આ પ્રસ્તુત ગ્રંથ જ વસ્તુતઃ "कल्याणी चा सौ भारती च" અર્થાત્ માનવ માત્રને યોગનું અવંચકત્વ પ્રાપ્ત કરાવીને ક્રિયા શુદ્ધિનું શુદ્ધ ભાન કરાવનાર બનવા પામશે.

આ ગ્રંથનો એક એક પાદ જુઓ "તેમાં નીતિ, ધર્મ આગમ માર્ગાનુંસારી કે શ્રાવક ધર્મના સૂત્રો જ ઠસી ઠસીને ભરેલા છે. કોઈપણ શ્લોક આગમસાક્ષી વિનાનો નથી; અને એક પણ અક્ષર માણસને ઉન્માર્ગે લઈ જવા વાળો નથી. સંપ્રદાયથી હજારો માઈલ દૂર આ ગ્રંથ માણસમાત્રને સાચા અર્થમાં જૈનત્વ, વૈષ્ણુત્વ, શૈવત્વ, માર્ગાનુસારિત્વ અને છેવટે માનવીયતત્વને પ્રાપ્ત કરાવનાર બનશે

આ એક જ ગ્રંથમાં હજારો આગમીય સૂક્તો સંગ્રહાયેલા છે જે મોતીની જેમ પ્રત્યેક પાદમાં કે પ્રત્યેક શ્લોકમાં સ્પષ્ટ રૂપે ચમકી રહ્યા છે ગ્રાહક જો રાગદ્વેષ કે પૂર્વગ્રહ વિનાનો હશે તો આ કલ્યાણ ભારતી ગ્રંથ સૌને માટે દીવાદાડી બનીને ઈષ્ટ ધ્યેયને પ્રાપ્ત કરાવશે. સુષુપ્ત આત્મામાં જાગૃતિ, મનમાં સંયમ, આંખોમાં નિર્વિકારિતા, દિલ અને દિમાગમાં શીતળતા તથા સંયમમાં શુદ્ધતા લાવવા માટે આ ગ્રંથ જ સર્વશ્રેષ્ઠ ઉપાદેય ગ્રંથ છે. આ ઝડપી જમાનામાં માનવને ધર્મ ગ્રંથોના નામ જ યાદ રહેવા પામતા નથી પછી તેને વાંચવા અને મનન કરવાનું લગભગ અશકય જ બનેને.



આ ગ્રન્થના રચયિતા
ન્યા. ન્યા. મુનિશ્રી ન્યાયવિજયજી મહારાજ

માટે યશોવિજયજીનો જ્ઞાનસાર, અધ્યાત્મોપનિષદ હરિભદ્રસૂરિના અષ્ટકો, સિદ્ધસેનસૂરિની દ્વાત્રિંશિકાઓ તથા આગમીય નવે તત્ત્વોનો વિશાળ સંગ્રહ આ એક જ ગ્રંથમાં થઇ ગયેલો હોવાથી પૂજ્ય સાધુ. સાધ્વીઓ માટે આ એક જ ગ્રથ વિશિષ્ટ સ્વાધ્યાયની ગરજ સારે છે ત્યારે ગૃહસ્થાશ્રમિઓને માટે તો ઉત્તમમાં ઉત્તમ અને મહામૂલ્યવાન આભૂષણ તરીકે સિદ્ધ થશે.

**ગ્રથ નિર્માતા :**

સર્વથા નાની વયમાં જ સરસ્વતીના ઉપાસક બનવા માટે કલકત્તા શહેરમાં શાસ્ત્રવિશારદ, જૈનાચાર્ય, નવયુગ પ્રવર્તક સ્વ શ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજના ચરણ સાન્નિધ્યમા મહાવ્રતોને ધારણ કરનારા પૂજ્ય ન્યાય વિશારદ ન્યાયતીર્થ મુનિરાજ શ્રી ન્યાયવિજયજી મહારાજને સૌ કોઇ બરાબર ઓળખે છે જેઓએ મહાવ્રતોને સ્વીકારીને પણ જીવનની છેલ્લી ક્ષણ સુધી નૈષ્ઠિક બ્રહ્મચારી અને સરસ્વતી માતાની આરાધનામા સર્વથા એક મના રહ્યા છે.

બ્રહ્મચર્યની સાધના સિવાય આન્તર જીવનની પવિત્રતા હોતી નથી અને તેના અભાવમાં એકાગ્રતા સધાતી નથી. અને એકાગ્રતા વિના કલમ અને જીભમાં સરસ્વતીનો વાસ હોતો નથી. પૂ. ન્યાયવિજયજી મહાગજ પૂર્ણરૂપે સરસ્વતી પુત્ર હતા, માટે જ નૈષ્ઠિક બ્રહ્મચારી હતા. ત્યારે જ તો જીન્દગીની છેલ્લી ક્ષણે રુગ્ણ અવસ્થામાં પણ ખાન—પાન નિદ્રા

આદિની પણ પરવા કર્યા વિના ગમે તે પળે કાગળ ઉપર શ્લોક ઉતરી પડતો હતો.

દીક્ષિત થયા પછી ઘણી જ નાની ઉમરમાં મોટા છ દોમાં 'અધ્યાત્મ તત્ત્વાલોક' નામનો ગ્રંથ જેમાં તેમની આધ્યાત્મિકતા ઝળકી રહી છે તેની તેઓશ્રીએ રચના કરી હતી.

મહાવીરના અનન્ય ભક્ત બનીને પરમત ખંડન અને સ્વમતનું સ્થાપન જેમાં થાય છે તે 'ન્યાય કુસુમાંજલિ' ગ્રંથ દેવાધિદેવની સ્તુતિરૂપે સર્વથા પ્રશંસનીય છે. પોતાના ગુરૂ-દેવના વરદ હસ્તે રચાયેલ "પ્રમાણ પરિભાષા', ગ્રન્થ ઉપર ભલભલા તાર્કિકોને પણ હીલોળે ચઢાવી દેનારી ટીકા જેમણે જોઈ હશે તેઓ અનન્ય ભાવે પણ શ્રી ન્યાયવિજયજી મ૦ના પ્રશંસક બન્યા વિના નહીં રહે. 'દીના ક્રન્દન દ્વાત્રિંશિકા'મા પૂજ્ય મુનિરાજશ્રીનો આત્મા જાણે પરમાત્માના ચરણોમાં રુદન કરતો હોય તેમ લાગ્યા વિના રહેતો નથી. આના જેવા બીજા પણ ગ્રન્થો લગભગ નાના મોટા છન્દોમાં ૨૫૯૪ સંખ્યાના શ્લોકો રચાયા છે. સંસ્કૃત ટીકાઓ, વ્યાખ્યાનો ઉપરાંત ગુજરાતી, હિન્દી સાહિત્યની વિપુલ સામગ્રી તેમણે જૈન સમાજને ભેટ આપી છે. અને તેમની જીન્દગીની છેલ્લી પળોમાં રચાયેલી કલ્યાણભારતીમાં પૂજ્ય ન્યાયવિજયજી મ.નો આત્મા જ રેડાઇ ગયો છે.

મને પણ યાદ છે ત્યાં સુધી આ ગ્રન્થની રચનાના સમયે ૧૫-૨૦ દિવસ સુધી હું પણ માંડલ મુકામે તેમની સેવામાં

હાજર હતો. મને સારી રીતે ખ્યાલ છે કે ચોવીસ કલાક તેમની પાસે કાગળ પેન્સીલ હાજર જ રહેતાં હતા પાપી પેટને પોષવા માટે ખાતા હોય કે પીતા હોય અથવા રુગ્ણ શરીરને કંઈક આરામ આપતા હોય પણ તેમનું આંતર મન તો સ્વાધ્યાયમાં જ મસ્ત રહેતું હતું, તેથી જ શ્લોક અને તેનો ભાવ સ્ફૂર્યો કે ઉંઘમાંથી પણ ઝબકીને શ્લોક કાગળ ઉપર ઉતારી લેતા હતા અને તેમનો આત્મા અનંત આનંદમાં મસ્ત બની જતો હતો, જાણે સૂર્ય ક્યાં ઉગે છે? ક્યાં આથમે છે? તેની પણ તેમને ખબર પડતી નહીં. ન મળે સંસારની ઉપાધિ ન મળે પૌદ્ગલિક સુખશાન્તિની ચાહના, નિંદા સ્તુતિને સર્વથા પચાવી દીધેલા આ મહાપુરુષે જ્ઞાનમસ્તીમાં જ જીવનને સંપન્ન કર્યું છે. આજે તેમના પ્રશંસકો પણ ઘણા છે અને નિંદકો પણ ઘણા છે. નિંદકવૃત્તિમાં તો અસહિષ્ણુતા અને તપોદ્વેષ જ કામ કરતું હોય છે, જ્યારે પ્રશંસકોમાં ગુણગ્રાહિતા કામ કરે છે.

છેલ્લે માંડલના સંઘને હજારોવાર ધન્યવાદ છે કે છેલ્લી પળ સુધી પણ તેમની વૈયાવચ્ચમાં ક્યાંય પણ કસર રહેવા દીધી નથી, પાટણમા પણ તેઓએ સોળ વર્ષ રહી બારેક ગ્રંથોની રચના કરી છે.

હેવટે વધારે પડતું લખાયું હોય તો તેની ક્ષમા યાચના સાથે મારું વક્તવ્ય પુરું કરું છું.

સાંતાક્રુઝ જૈન ઉપાશ્રય, — લી પં. પૂર્ણાનંદવિજય
૨૦૩૨ મહાવીર જયંતી — (કુમાર શ્રમણ)

# विषयानुक्रम

न्यायविशारद–न्यायतीर्थ
# मुनिश्री न्यायविजयजी म.नी रचनाओ

## संस्कृत

| संख्या | नाम | गुजरातीअर्थयुक्त | श्लोकसंख्या |
|---|---|---|---|
| १ | अध्यात्मतत्त्वालोक. | ,, | ५०० |
| २ | महात्मविभूतिः | ,, | १०८ |
| ३ | जीवनामृतम् | ,, | ३२ |
| ४ | जीवनहितम् | ,, | ,, |
| ५ | जीवनभूमिः | ,, | ,, |
| ६ | अनेकान्तविभूतिः | ,, | ,, |
| ७ | दीनाक्रन्दनम् | ,, | ,, |
| ८ | भक्तगीतम् | ,, | ,, |
| ९ | विजयधर्मसूरिश्लोकाञ्जलिः | ,, | ,, |
| १० | महामानव–महावीर. | ,, | ११३ |
| ११ | कल्याणभावना | ,, | ३२ |
| १२ | कल्याणमार्गमीमांसा | ,, | ,, |
| १३ | वीरविभूतिः | ,, | १०२ |
| १४ | जीवनपाठोपनिषद् | ,, | ,, |
| १५ | भक्तभारती | ,, | ५० |
| १६ | विद्यार्थिजीवनरश्मिः | ,, | १६ |
| १७ | आश्वासनम् | ,, | १५ |
| १८ | आत्महितोपदेश. | ,, | १७ |

| સંખ્યા | નામ | ગુજરાતીઅર્થયુક્ત | શ્લોકસંખ્યા |
|---|---|---|---|
| ૧૯ | उपदेशसारः | ,, | ૧૬ |
| ૨૦ | न्यायकुसुमाञ्जलि. | | ૧૮૫ |
| ૨૧ | आत्मतत्वप्रकाश. | केवल गद्यसंस्कृत | — |
| ૨૨ | आर्तनादः | ગુજરાતી અર્થ યુક્ત | ૩૨ |
| ૨૩ | न्यायालंकारः | (સંસ્કૃત ટીકા) | — |
| ૨૪ | कल्याणभारती | ગુજરાતી અંગ્રેજી યુક્ત | ૫૫૦ |

## प्राकृत

| | | | |
|---|---|---|---|
| ૨૫ | अज्झत्ततत्तालोओ | | ૫૦૦ |

## ગુજરાતી

૨૬ જૈનદર્શન (૧૧ આવૃત્તિ) પૃ. ૬૦૦

૨૭ કલ્યાણસાધનદિશા

૨૮ ધર્મની સમજ

૨૯ શ્રીકૃષ્ણ

૩૦ ગીતાના પ્રારંભ પર એક સમીક્ષમાણ દૃષ્ટિ

૩૧ ગીતાનું નિષ્કામ કર્મ

૩૨ પ્રકાશની હડફેટમાં અન્ધકાર

૩૩ તપોવનવિહાર

૩૪ સ્ત્રીજીવનની વિકાસદિશા

૩૫ વાણીવિહાર

૩૬ પવિત્ર સન્દેશ

૩૭ મંગલ સન્દેશ

卐

# प्रथम–प्रकाशः

## CHAPTER I



(१)

ईश्वर श्रद्दधानस्य कर्मसिद्धान्तवेदिन. ।
विषादार्तं मनो मा भूत् तव दुःख उपस्थिते ।।



* તને ઈશ્વરમાં શ્રદ્ધા છે અને કર્મના સિદ્ધાંતને
તું જાણે છે, માટે દુઃખ આવતાં વિષાદગ્રસ્ત ન થા. ૧



You have faith in God and know the Karma-philosophy. So be not dejected or grieved at the approach of distress. 1





(२)

अधीरो भव मा कष्टे सत्पथं विजहीहि मा ।
नश्यदावरणो ह्येत्थं भविष्यसि सदा सुखी ॥



* કષ્ટ કે સંકટ આવતાં અધીરો ન થા અને સન્માર્ગથી ચલિત ન થા. સન્માર્ગ પર અડગ રહીશ તો તારાં આવરણો (અન્તરાયો) નષ્ટ થતાં જશે અને તું હમેશાંને માટે સુખી થઈશ. ૨



* Do not be impatient when calamities befall you and never deviate from the path of rectitude By this way your veils of evil Karmas will be vanishing and you will be happy for ever. 2





(३)

त्यज मानसदौर्बल्यं स्थिरीभव दृढीभव ।
इहामुत्र सुखप्राप्त्यै चर सत्कर्मवर्त्मना ॥



* માનસિક નબળાઈને કાઢી નાખ. મનને સ્થિર તથા દૃઢ બનાવ. અહીં અને આગળ સુખી થવા માટે સત્કર્મના માર્ગે વિહર. ૩



* Shake off your mental weakness and be of a firm and resolute mind, and move on the path of virtuous action for the acquisition of happiness here as well as hereafter. 3





(४)

सदाचारवतां दुःख दुराचारवतां सुखम् ।
विलोक्य मा मुहो मा च शङ्किष्ठाः सत्यगौरवे ।।



* સદાચરણી માણસોની દુ:ખી હાલત અને દુરાચરણીઓની સુખી હાલત જોઈ ખોટો વિચાર બાંધીશ નહિ અને સત્યની મહત્તા વિષે શંકાશીલ થઈશ નહિ. ૪



* Seeing virtuous persons unhappy and wicked people happy, do not fall into misunderstanding and do not be doubtful about the greatness of truth 4





(५)

भवान्तराशुभोद्भूत सता दुःख परीक्षणम् ।
कलुषप्राच्यपुण्योत्थ सुखं दुःखाय पापिनाम् ॥



* પૂર્વભવનાં અશુભ કર્મોના ઉદયથી સજ્જનોને પણ દુઃખ આવે છે, પણ એ એમની પરીક્ષા છે–એમના જીવનની કસોટી છે. પૂર્વભવના કલુષિત પુણ્યના ઉદયથી પાપીઓ પણ સુખ પ્રાપ્ત કરે છે, પણ એમનું એ સુખ ( થોડો વખત ચમક્યા પછી ) દુઃખમાં પરિણમે છે

[ પુણ્ય બે પ્રકારનું : શુભ અને અશુભ બન્ને સુખસામગ્રી આપે છે, પણ પહેલાથી મળે છે સદ્બુદ્ધિ અને બીજાથી દુર્બુદ્ધિ ] ૫



* Even good people have to undergo calamities as a result of inauspicious Karmas incurred by them in their previous lives But they consider their calamities as a touch-stone for ascertaining their manliness ( and endure them calmly )

On the other hand, even sinful men enjoy happiness as a result of evil *merit earned by them in their previous lives, but their happiness is, no doubt, to end in pain 5

* Punya [ merit ] is of two kinds good and evil Both give articles of happiness, but particularly the former tends to goodmindedness, while the latter, to evilmindedness.





(३)

अर्जयेन्न्यायतो द्रव्यमुचितव्यवहारतः ।
प्रतियन् सत्यसिद्धान्तं सन्देशं परमेश्वरम् ॥



* સત્યનો સિદ્ધાન્ત પરમેશ્વરનો સન્દેશ છે એવો વિશ્વાસ રાખી વ્યવહારનું ઔચિત્ય જાળવવા સાથે ન્યાયથી-ઈમાનદારીથી દ્રવ્યોપાર્જન કર. ૬



* Having believed the principle of truth as the divine message, earn money in conformity with justice and honesty through proper avocational dealings 6





(७)

न कस्याप्यशुभं वाञ्छेन्नापकुर्याच्च किञ्चन ।
प्रयतस्व यथाशक्ति परेषां हितसाधने ॥



* કોઈનું બુરું ઇચ્છીશ મા ! કોઈનું બુરું કરીશ મા ! બીજાઓનું ભલું કરવામાં જ યથાશક્તિ ઉદ્યત રહે. ૭



* Neither do not wish ill to anyone, Try according to your ability for the benefit of others. 7





(८)

लौकिकालौकिकश्रीणा यतो निर्याति पद्धतिः ।
एक एव सदाचारः सतां सर्वस्वमेव सः ॥



* એ એક સદાચાર જ છે, જેમાંથી લૌકિક અને અલૌકિક લક્ષ્મીનો માર્ગ નીકળે છે. એ સજ્જનોનું સર્વસ્વ છે. ૮



* It is only good conduct from which comes out the way to wealth-worldly as well as spiritual It is the all-in-all of the good 8





(९)

दरिद्रस्य परा लक्ष्मी· श्रीमतो बलमद्भुतम् ।
रक्षितव्यः सदैवासौ स्वसर्वस्वव्ययादपि ॥



* સદાચરણ દરિદ્રની મહાન લક્ષ્મી છે અને શ્રીમંતનુ અદ્ભુત બળ છે પોતાના સર્વસ્વના ભોગે પણ એને સદા સુરક્ષિત રાખવું જોઇએ. ૯



* It ( good conduct ) is the best wealth to the poor and wonderful power to the rich, It ought to be always preserved by a person even at the sacrifice of all his belongings. 9





(१०)

मनोग्लानिक्षयस्तस्मात् तस्मात् सद्भावनोदयः ।
दौर्भाग्यापगमस्तस्मात् तस्मादानन्दि जीवनम् ॥



* સદાચરણના બળે માનસિક ગ્લાનિ નષ્ટ થાય છે, સદ્વિચારો જાગ્રત્ રહે છે, દુર્ભાગ્ય દૂર થાય છે અને જીવન આનન્દિત બને છે. ૧૦



* By virtue of good conduct mental depression is destroyed, pious thoughts or reflections are inclined to rise, misfortune is dispelled and life becomes joyful. 10





(११)

एतद्विभूषितो रङ्कोऽप्येतद्धीनान्महेभ्यतः ।
नरेन्द्राच्च सुरेन्द्राच्च भागधेये प्रकृष्यते ॥



* રંક પણ જો સદાચરણથી વિભૂષિત હોય તો તેનું ભાગ્ય ધનાઢ્ય, રાજા અને ઇન્દ્ર કરતાં—સદાચરણ વગરના એ બધા કરતાં—ચડિયાતું છે. ૧૧



* Even a poor man, if endowed with good conduct, is much more fortunate than a man possessing great opulence, and even a king and an Indra ( king of gods ) destitute of good conduct 11





(१२)

यशस्वी च महस्वी च वर्चस्वी च भविष्यसि ।
अवश्य सच्चरित्रस्य प्रभावेण महीयसा ॥



* સચ્ચરિતના પ્રબળ પ્રભાવે તું જરૂર યશસ્વી, તેજસ્વી અને ઓજસ્વી બનીશ.



* Through the great power of good conduct you will certainly be famous, glorious and vigorous 12





(१३)

मन शुद्धे सदाचारः सदाचारादसौ पुनः।
इत्यन्योन्याश्रयाशङ्का त्यक्त्वा कुर्वाद्यमन्यत. ॥



* મનશુદ્ધિથી સદાચાર અને સદાચારથી મનશુદ્ધિ–એવા 'અન્યોન્યાશ્રય' દોષની શંકા થતી હોય તો તે કાઢી નાખ અને સદાચાર દ્વારા મનશુદ્ધિને સાધ. (સદાચરણીપણુ જેમ જેમ ખીલતું જશે તેમ તેમ મનની શુદ્ધિ વધતી જશે. અલબત્ત, સદાચરણ પર સ્થિર રહેવા માટે માનસિક બળની જરૂર છે જ) ૧૩



* Good conduct is formed by mental purification and mental purification is achieved by good conduct. thus arises an objection namely +Anyonyashraya But abandon this doubt of +अन्योन्याश्रय and try to purify your mind by virtue of good conduct. ( The more good conduct develops, the more purity of mind increases, Of-course, it is first necessary to have mental courage to be firm on the line of good conduct ) 13

+ Reciprocal relation of cause and effect (a term in Nyaya ).





(१४)

उपास्तिः परमेशस्य तदाज्ञापालनं खलु ।
तदाज्ञापालनं नाम सम्यक् चारित्रपालनम् ॥



* ભગવાનની ભક્તિ યા ઉપાસના વસ્તુતઃ એની આજ્ઞાના પાલનમાં રહેલી છે, અને એની આજ્ઞાનું પાલન સમ્યક્ચારિત્રના પાલનમાં છે. ૧૪



* The worship of God is, in reality, the execution of His orders, and the execution of His orders is the observance of right conduct (सम्यक्चारित्र). 14





(१५)

भगवत्स्मरणं सगः सता सद्ग्रन्थवाचनम् ।
प्रेरणादानग्रामानि सच्चरित्रस्य निर्मितौ ॥



* ભગવત્સ્મરણ, સત્સંગ અને સદ્ગ્રન્થોનું વાચન એ સચ્ચરિત્રના ઘડતર માટે પ્રેરણા મેળવવાનાં સાધન છે. ૧૫



* Remembrance of the Supreme Being, company of the good and reading good books are the means whereby a man is inspired to form his good conduct. 15





(१६)

भगवद्दर्शनं पुण्यं तद्गुणस्मृतिलब्धये ।
तदनुग्रहमुत्कृष्टं प्रति व्यक्तुं च नम्रताम् ॥



* ભગવાનનું દર્શન તેના ગુણોને સ્મરવા તેમ જ પોતાના જીવનમાં ઉતારવાનો અભ્યાસ કરવા માટે છે, અને તેણે જગત્ પર કરેલો જે મહાન્ ઉપકાર તેના પ્રત્યે નમ્રતા દાખવવા માટે છે. ૧૬



* The purpose of having भगवद्-दर्शन ( Bhagavad-Darshana ) is to remember His virtues as well as to try to manifest them in one's own life, and also to pay homage to the best obligation that He did to the universe. 16





(१७)

तत्पवित्रचरित्रानुस्मरणेन बलीयसा ।
सर्वदैव वयं स्याम मनःशुद्धीक्रियापराः ॥



* ભગવાનના પવિત્ર ચરિત્રનું સ્મરણ સતેજ રાખીને એ દ્વારા આપણે આપણી મનશુદ્ધિની સાધનામાં હમેશાં ઉદ્યત રહેવાનું છે. ૧૭



* Through the powerful remembrance of His purest life we are to be always devoted, to attempt for purifying our mind 17





(१८)

विद्वान् धन्यधिकारी वा भवितु शक्नुयान्न वा ।
सदाचरणशाली तु भवितुं शक्नुयाज्जनः ।।



* માણસ વિદ્વાન, ધની કે હોદ્દેદાર થઈ શકે કે ન થઈ શકે, પણ સદાચરણશાલી બનવું એ તો એના હાથની વાત છે. ૧૮



* A person can be or cannot be learned, rich or high-ranked, but it is at his disposal to be well-conducted 18





(१९)

निकृष्टमोहात्मकदुर्विचारान् निर्वासय द्राग् विशतः स्वचित्तम् ।
प्रविश्य हि घ्नन्ति मनःसुवृत्तिं चरित्रहानिं च वितन्वते ते ॥



* અધમ મોહવૃત્તિના બુરા વિચારોને તારા મનમાં પેસતા રોક. તેઓ અન્દર ઘૂસીને મનની સદ્દવૃત્તિને હણે છે અને ચરિત્રને બગાડે છે. ૧૯



* Drive away evil thoughts arising from evil passions, let not them enter your mind, since, having entered the mind, they destroy the goodness of mind and corrupt character 19





(२०)

क्रोधाभिमानौ विजहत् पुषाण सर्वत्र मैत्री सहनो मृदुः सन् ।
परोपकारे यदि न क्षमः स्याः परापकारं तु न जातु कुर्याः ॥



* ક્રોધ તથા અભિમાન છોડી દઈ અને સહિષ્ણુ તેમ જ નમ્ર બની બધા પ્રત્યે મૈત્રી રાખ. તારાથી બીજાનું હિતસાધન જો ન બની શકે તો કંઈ નહિ, પણ બીજા સાથે અન્યાયથી તો કદિયે વર્તીશ નહિ—બીજાનું બુરું તો કદિયે કરીશ નહિ. ૨૦



* Discarding anger and arrogance, and being forbearing and gentle, cherish friendliness towards all

Even though you are not able to benefit others, yet you should, at least, refrain from doing ill to others 20





(२१)

धर्मो महान् दुःखितदीनसेवा सा चास्ति सेवा परमेश्वरस्य।
सत्यं च सेवां च सुशीलता च धर्मस्य सर्वस्वमवेहि धीमन्!॥



* દીન-દુઃખીની સેવા એ મહાન્ ધર્મ છે. એમની સેવા એ પરમાત્માની સેવા છે. હે બુદ્ધિશાલિન્! ધર્મનું સર્વસ્વ સત્ય, સેવા અને શુશીલતામાં છે એ સમજી રાખ! ૨૧



* The service to those who are poor and distressed, is a great performance of Dharma. This service is the servica to God Oh intelligent one, know that the essence of Dharma consists in truthfulness, service and good behaviour. 21



# द्वितीय–प्रकाशः

## CHAPTER II



(१)

एकस्मिन् दिवसेऽवश्यं मर्तव्यं देहधारिणा ।
तस्माद् विवेकमाधाय जनो जागरितो भवेत् ।।



* પ્રત્યેક પ્રાણીએ એક દિવસ જરૂર મરવાનું છે,
માટે માણસ વિવેકદૃષ્ટિ પ્રગટાવી જાગ્રત રહે. ૧



* Every embodied being is sure to die at one time, so being discreet a man should be wakeful. 1





(२)

त्यक्त्वा प्रमादं कर्तव्यपरो न स्याज्जनो यदि ।
तदा सुखं किमाधारं परलोके लभेत सः ? ॥



* માણસ પ્રમાદને ત્યજી કર્તવ્યપરાયણ ન બને તો પરલોકમાં તેને કયા આધાર પર—કઈ બાબત પર સુખ મળે ? ૨



* If a person does not abandon his negligence and does not become intent on his auspicious duties, whence will he attain happiness in the next world? 2





(३)

पाथेयं सह गृह्णाति गच्छन् ग्रामान्तरं जनः ।
तथा पाथेयसंयुक्त एव गच्छेद् भवान्तरम् ॥



* માણુસ બીજે ગામ જતાં પોતાની સાથે ભાતું લે છે, તેમ માણસે ભાતાની સાથે જ પરલોકગમન કરવું જોઈએ. ૩



* As a person takes viaticum with him, while going to another village, so a person should be endowed with viaticum, while going to the next world. 3





(४)

पाथेयं खलु सद्वृत्त परलोकहितावहम् ।
इहलोकसुखायापि परमावश्यकं च तत् ।।



* પરલોક માટેનું ભાતું ખરેખર સદ્વર્તન છે, જે અહીંના સુખ માટે પણ અત્યંત જરૂરી છે. ૪



* The viaticum beneficial to the next world, is good conduct which is, indeed, highly necessary to be happy even in this life. 4





(५)

सद्वृत्तं सद्गुणप्राप्तिः सद्गुणाः सत्यसंयमौ ।
परोपकारो नम्रत्वं शमः सद्गुणसत्क्रिया ॥



* સદ્વર્તન એટલે સદ્ગુણોની પ્રાપ્તિ, અર્થાત્ સદ્ગુણમય આચરણ. સદ્ગુણોમાં મુખ્યતયા સત્ય, સંયમ, પરોપકાર, નમ્રતા, શમ અને ગુણીના ગુણો તરફ આદરભાવ. ૫



* Good conduct consists in the acquisition of good virtues such as truthfulness, continence, benevolence, humility, calmness and respect for the virtues of others. 5





(६)

अस्मिन् कल्याणमार्गे यः प्रगच्छति यथा यथा ।
तथा तथा तत्कल्याणं भवत्युत्कर्षगामुकम् ॥



* આ કલ્યાણમાર્ગે માણસ જેમ જેમ પ્રગતિ કરે છે, તેમ તેમ તેનું કલ્યાણ ઉત્કર્ષગામી બને છે. ૬



* This (the above-mentioned) is the auspicious path where-upon the more one advances, the more one's welfare is elevated. 6





(७)

ऐहिकाल्पसुखायाऽज्ञो हन्ति भावि सुखं महत् ।
भाव्यनन्तसुखाय ज्ञो भोगासक्तिं विमुञ्चति ॥



* અણસમજુ માણસો ઐહિક અલ્પ સુખને માટે ભવિષ્યના મહાન્ સુખનો નાશ કરે છે, જ્યારે સુજ્ઞ મનુષ્યો ભવિષ્યના અનંત સુખને માટે ઐહિક વૈષયિક ભોગવિલાસનો ત્યાગ કરે છે. ૭



* Unwise persons destroy the unbroken series of happiness to be attained in their future lives for the sake of the worldly scanty happiness of this life, while the wise forsake the worldly pleasures of this life for the purpose of the future infinite bliss 7





(८)

अन्यायचौर्यक्रौर्याद्यैर्दुःखी स्याद् बहुजन्मसु ।
सत्यसंयमकारुण्यैः सर्वकालं सुखी भवेत् ॥



* અન્યાય, ચોરી અને ક્રૂરતાના પાપે માણસને મરણોત્તર ઘણા જન્મોમાં ઘણાં દુઃખો ભોગવવાં પડે છે, જ્યારે સત્ય-સંયમ-કરુણાના પુણ્ય પ્રભાવે માણસ હમેશાને માટે (સદાકાળ) સુખી બની જાય છે. ૮



* Those who are addicted to sins-injustice, theft and cruelty, have to suffer terrible miseries in their numerous births to come, while those who are devoted to virtues such as truthfulness, self-restraint and compassion, become happy at all times 8





(९)

सत्यजेर्भोगलाम्पट्यं बहुक्लेशावहं हि तत् ।
ततो जीवनदौर्गत्यमत्रामुत्र च दुर्गतिः ॥



* ભોગલંપટપણું બહુ દુઃખકર છે-પોતાને અને બીજા અનેકોને પણ. (એકનું ભોગલપટપણુ બીજાઓને પણ દુઃખજનક બને છે ) અને એ ઘણાં પાપોથી ઘેરાયેલુ છે એમાં જીવનની ખરાબી છે અને પરલોકમાં દુર્ગતિ છે (ભોગના સ્વામી થઈએ, પણ ભોગના દાસ ન થઈએ ) ૯



* Avoid your addiction to sensual pleasures, since it is harmful to you and also to many others It is also sinful Thereby men ruin their lives and make their future lives miserable [Never be a slave to sensual pleasures if you wish to be happy serenely ] 9





(१०)

आत्मानं देहयात्रायां मा विस्मार्षीः कदाचन ।
स्वक्षेममात्मनः क्षेममहमात्मैव चेतनः ॥



* શરીરની સંભાળમાં પોતાને અર્થાત્ આત્માને ભૂલીશ નહિ. પોતે અથવા 'હું' ચૈતન્યરૂપ આત્મા જ છે. માટે પોતાનું કલ્યાણ એટલે આત્માનું જ કલ્યાણ અથવા આત્માનું કલ્યાણ એ જ પોતાનું કલ્યાણ. ૧૦



* Never forget your soul while attending on your body. 'अहम्' (I) is only the soul whose innate nature is consciousness So, one's happiness or welfare consists merely in one's soul's happiness or welfare, or the sole happiness or welfare of the soul is one's happiness or welfare. 10





(११)

शरीरेन्द्रियचित्तानां समीचीनोपयोगतः ।
हत्वान्तर्मलमात्मानं पूर्णशुद्धत्वमानय ॥



* શરીર, ઇન્દ્રિયો અને ચિત્ત એ સાધનોનો સુયોગ્ય ઉપયોગ કરીને આન્તરિક દોષોને નષ્ટ કર અને એ રીતે આત્માને પૂર્ણ શુદ્ધિમાં લાવ. ૧૧



* Purify your soul absolutely through the removal of all the internal impurities by the right use of your body, senses and mind. 11





(१२)

सिद्धे तत्पूर्णशुद्धत्वे पूर्णा कल्याणसाधना ।
सर्वोत्तमपदारूढ एवभूतो हि मानवः ।।



* આત્માની પૂર્ણ શુદ્ધતા સધાઈ કે કલ્યાણસાધના પૂરી થઇ આવો ( પૂર્ણ શુદ્ધ ) મનુષ્ય સર્વોત્તમ પદ પર આરૂઢ છે ૧૨



* Absolute purification of the soul being accomplished, the course of the practice of welfare is finished. Such a man is indeed, seated on the highest status of spiritual elevation 12





(१३)

विनापि सम्बोधनमन्यतो निजा
दधाति यः सन्ततमूर्ध्वगामिताम् ।
प्रपन्नवान् योगरहस्यमुत्तमं
बिभर्त्यसौ विश्वविलक्षणं बलम् ।।



* જે બીજાની પ્રેરણા યા બીજાના ઉપદેશ વગર પણ પોતાનો ઊર્ધ્વ (આધ્યાત્મિક) વિહાર સતત ચાલુ રાખે છે એ ખરેખર યોગરહસ્યનો ઉત્તમ વેત્તા છે, એટલું જ નહિ, એણે સાચી યોગક્રિયા સિદ્ધ કરી છે. આવો મહાત્મા, નિઃસન્દેહ, જગત્થી વિલક્ષણ બળ ધરાવે છે ૧૩



* He who is incessantly and rightly devoted to the process of (spiritual) evevation even with no help of any other's instruction or inspiration, has practically secured the sublime essence of Yoga and is possessed of such a spirit as is above or beyond what is human 13



# तृतीय–प्रकाशः

## CHAPTER III



(१)

मोहक्षेत्रे बहु कालमारभ्य खलु जन्मतः ।
विहृतोऽसि, परं तत्र दुःखं प्राप्तोऽसि केवलम् ।।



* તું જન્મ્યો ત્યારથી આજ સુધી–આટલા લાંબા વખત સુધી મોહના ક્ષેત્રમાં ભમતો રહ્યો છે. પણ એમાં તેં કેવળ દુઃખ જ ભાળ્યું છે. ૧



* You have been wandering for a long time in the field of Moha (illusory attachment or infatuation) since you were born But you have been only suffering pain there 1





(२)

इदानी तत् परित्यज्य सयमक्षेत्रमाश्रय ।
तत्फल च विलोकस्व धैर्यसम्पन्नचेतसा ।।



* 'હવે એને (મોહક્ષેત્રને) છોડી દઈ સંયમક્ષેત્રનો આશ્રય લે અને તેનું ફળ ધીરજ રાખીને જો. ૨



* Now forsake that field and resort to the field of self-restraint, and perceive its fruit with patience 2





(३)

अन्वयव्यतिरेकाभ्यां भवेत् कार्यपरीक्षणम् ।
दृष्टं मोहफलं मोहत्यागं पश्य च सम्प्रति ॥



* અન્વય અને વ્યતિરેકથી કાર્યનું પરીક્ષણ કરાય છે મોહનુ ફળ તેં જોયું, હવે મોહને ખંખેરી નાખી તેનું ફળ કેવુ મળે છે તે જો. ૩



* An affair is examined with the help of अन्वय and व्यतिरेक ( positive and negative assertion, agreement and contrariety ) You have already experienced the fruit of Moha, now perceive the results of its avoidance 3





**સ્પષ્ટીકરણ :** અન્વય એટલે અમુક વસ્તુ હોતાં જ અમુક વસ્તુનું હોવું, અને વ્યતિરેક એટલે એ વસ્તુ ન હોતાં એ વસ્તુનું ન જ હોવું. દાખલા તરીકે, અગ્નિ હોતાં જ ધૂમનું હોવુ એ થયો અન્વય, અને અગ્નિ ન હોતાં ધૂમનું ન જ હોવું એ થયો વ્યતિરેક. આમ અગ્નિ અને ધૂમ વચ્ચેનો અન્વય—વ્યતિરેક એ બન્નેની વચ્ચે કારણકાર્યભાવનો સંબંધ સિદ્ધ કરે છે, અર્થાત્ અગ્નિ કારણ અને ધૂમ તેનું કાર્ય એ વાત સાબિત કરે છે. આ બાબતને હવે પ્રસ્તુતમાં ઘટાવીએ. નિર્મોહત્વ હોતાં જ સુખ હોય છે એ અન્વય અને નિર્મોહત્વ ન હોતાં અર્થાત્ મોહથી આવૃત દશામાં સુખ નથી જ હોતું એ વ્યતિરેક આમ નિર્મોહત્વ અને સુખ વચ્ચેનો અન્વય-વ્યતિરેક એ બન્નેની વચ્ચે કારણકાર્યભાવનો સંબંધ સિદ્ધ કરે છે, અર્થાત્ નિર્મોહત્વ એ કારણ અને સુખ એનું કાર્ય એ વાત સાબિત કરે છે. વસ્તુસ્થિતિ આમ હોવાથી સુખના અર્થીએ સુખને માટે સુખના કારણભૂત નિર્મોહત્વનો આશ્રય લેવો જોઇએ. તો જ તે સુખી થઈ શકે. પણ નિર્મોહત્વને પ્રાપ્ત ન કરતાં, અર્થાત્ મોહની હવામાં વિહરતાં કેમ કરીને સુખી થઈ શકે ? આ જ વાત પ્રસ્તુત શ્લોકમાં કહેવામાં આવી છે કે તેં મોહનુ ફળ જોયું-મોહની હવામાં વિહરતાં તારી શી સ્થિતિ થતી રહી એ તે જોયુ અને તને જણાયું કે મોહની હવામાં સુખ પ્રાપ્ય નથી, તો હવે નિર્મોહત્વનો માર્ગ અનુભવી જો





NOTES :—

Smoke is the effect of fire which it (smoke) inevitably accompanies and in the absence of which, it (smoke) does not exist as a rule, So is ascertained the relation of cause and effect between fire and smoke, Similarly is ascertained the relation of cause and effect between निर्मोहत्व (freedom from illusory attachment or infatuation) and happiness So one aspirant to happiness, should resort to the way of निर्मोहत्व, but you have been, upto this time, fast sticking in मोह contrary to निर्मोहत्व and you have had full perception of its fruit. So, having fully experienced that there is no happiness in being swayed by Moha, you should now avoid it and perceive the results of its avoidance





(४)

दुःख संगेऽप्यसंगेऽपि मनोव्याकुलता सदा ।
रागादिदोषसंवृद्धिः सत्त्वनाशश्च मोहतः ॥



* મોહદશાના પરિણામ આ છે, મોહનો વિષય પાસે હોય તોયે દુઃખ, દૂર હોય તોયે દુઃખ, અને મનનું હમેશાં વ્યાકુલપણું, રાગ–દ્વેષ વગેરે દોષોની વૃદ્ધિ અને સત્ત્વનો નાશ (બળનો નાશ, ગૌરવનો નાશ, નિસ્તેજપણું.) ૪



* It is owing to Moha that a person is pained when his desired object is either near or remote, his mind always remains dejected or afflicted, his evil passions are increasing and his Sattva (power, dignity or lustre) is being destroyed 4





(५)

इत्थं स्याद् बहुमूल्यस्य वैयर्थ्यं नरजन्मनः ।
परत्र बहुदुःखा च दुर्गतिः पापकर्मभिः ॥



* આમ ( મોહની દુનિયામાં રખડવાથી ) મહામૂલ્ય માનવજીવન એળે જાય છે અને પરલોકમાં પાપકર્મોના પરિણામે બહુ દુઃખવાળી દુર્ગતિ પ્રાપ્ત થાય છે. ૫



* Thus the precious human birth is wasted and in consequence of one's sinful actions one has to fall into a miserable bad grade in the next world. 5





(६)

संयमे निरपेक्षत्वं शुद्धस्वातन्त्र्यचेतना ।
अन्तःस्फूर्तिसुखं भव्यं तेजोधाम च जीवनम् ॥



* અને સંયમમાં પારતન્ત્ર્ય હોતું નથી, ચેતના શુદ્ધ સ્વાતન્ત્ર્યની અનુભૂતિ ધરાવતી હોય છે, અન્તરની સ્ફૂર્તિનું—આન્તરિક ઉલ્લાસનું ભવ્ય સુખ હોય છે અને જીવન તેજનું ધામ બને છે. ૬



* The life of self-restraint is an independent life where pure consciousness is free from dependent attitude, the happiness of inner energy is excellent and the course of living is an abode of splendour. 6





(७)

परत्र पुण्योत्कर्षेण सदा सुखपरम्परा ।
इत्थं श्रेयस्करी नूनं सम्यक् संयमसाधना ॥



* અને પરલોકમાં પુણ્યના ઉત્કર્ષના પરિણામે સુખની પરંપરા અખંડરૂપે વહેતી રહે છે. આમ વિવેકપૂત સંયમસાધના અહીં તેમ જ પરલોકમાં કલ્યાણકારી છે એમાં કોઈ શક નથી. ૭



* And in the next world there is a perpetual series of happiness to one of self-command owing to one's elevation of merit. Thus the good observance of self-restraint is, no doubt, auspicious ( here and here-after ). 7





(८)

मनोवाक्कायसाधुत्वं चित्तेन्द्रियवशीक्रिया ।
क्रोधलोभादि-हिंसादिविरतिर्वास्ति संयमः ।।



* મન-વચન-કાયાનું પાવિત્ર્ય, ચિત્ત તથા ઈન્દ્રિયોનો વશીકાર અથવા ક્રોધ, લોભ વગેરે દોષો તથા હિંસા વગેરે પાપોથી હઠવું એ સંયમ છે ૮



* Samyama (self-restraint) is the goodness of thought, speech and action, or subjugation of mind and senses, or abstinence from passions such as anger, greed etc and vices such as injury etc 8





(९)

अय हि चारित्रमयं च धर्मो योगस्य चायं प्रति पत्तिमार्गः।
ज्ञानस्य भक्तेश्च फलं प्रपक्वमुपासनासत्क्रिययोरय च ॥



* આ (સંયમ) જ ચારિત્ર છે, એ જ ધર્મ છે, એ જ યોગનો માર્ગ છે અને એ જ જ્ઞાન, ભક્તિ, ઉપાસના, કર્મ એ બધાંનું પરિપકવ ફળ છે. ૯



* This very Samyama is right conduct, right Dharma (religion) and the primary and essential way to Yoga, and the ripened fruit of knowledge, worship devotion and the performance of virtuous acts or religious rites. 9



# चतुर्थ-प्रकाश:

## CHAPTER IV



(१)

महाविशालं तृष्णास्यं पूर्यते तद् यथा यथा- ।
अर्थैः प्रभूतैरप्यर्थैः स्फारितं स्यात् तथा तथा ॥



* તૃષ્ણાનું મોઢું બહું મોટું છે. એને મહામૂલ્ય ઘણી ઘણી ચીજોથી પણ જેમ જેમ પૂરવામાં આવે તેમ તેમ તે વધુને વધુ ફાટતું જાય છે-પહોળું થતું જાય છે. ૧



* The mouth of avarice is extremely gigantic The more it is filled even with valuable numerous things, the more it is widened. 1





( २-३-४ )

तृष्णास्यपूरणार्थं च समाच्छिद्य धनादिकम् ।
क्षिप्यन्ते दुःखगर्तेऽन्ये व्यापाद्यन्ते च निर्दयम् ।

मृषावाक्चौर्यहत्यादिपापानि सकलान्यपि ।
सर्वाण्यपि च दुःखानि तृष्णामूलानि विष्टपे ॥

रोधकं सर्वपापाना सर्वदुःखनिवारकम् ।
प्रभवः स्थायिसौख्यानां वैतृष्ण्यं जीवनामृतम् ॥



* તૃષ્ણાનું મોં પૂરવા માટે બીજાઓનાં ધન વગેરે ઝુંટવી લઈ તેમને દુઃખના ખાડામાં ફેંકી દેવામાં આવે છે અને અત્યત નિર્દયતાથી મારી નાખવામાં પણ આવે છે ૨

* મૃષાવાદ, ચોરી, હત્યા વગેરે બધાં પાપો જગતમાં એક માત્ર તૃષ્ણામાંથી ઉદ્દ્ભવ પામે છે, અને બધાં દુ:ખોનું મૂળ પણ એ (તૃષ્ણા) જ છે ૩





* આ ઉપરથી સમજી શકાય છે કે પાપો તેમ જ દુઃખોથી મુક્ત થવાનો એક માત્ર માર્ગ તૃષ્ણાથી મુક્ત થવું એ છે; અને અત એવ સ્થાયી સુખોનું નિર્માણ એના જ આધાર પર અવલંબિત છે. ખરેખર એ જીવનનું અમૃત છે. ૪



* To fill the mouth of avarice others' wealth etc are snatched, they are thrown into the pit of misery and are even killed mercilessly 2

* The source of all sins–falsehood, theft, killing etc and of all the miseries in the world, is avarice 3

* The great virtue of unavariciousness which stops all sins from being incurred, which keeps all pains away and which is the source of permanent happiness, is the nectar of life 4





(५)

तथाऽधिका भवेत् तृष्णा भोगभोगा यथाधिकाः ।
तृष्णोपशमकं सत्त्वं सम्यग्दर्शनसम्भवम् ॥



* જેમ જેમ વિષયભોગોમા વધુ આસક્ત થવાય છે તેમ તેમ તૃષ્ણા વધુ ભભૂકતી જાય છે. એનું ઉપશમન સમ્યગ્દર્શનથી પ્રગટ થનાર સત્ત્વથી ('અન્તરૂ બળથી) સાધ્ય છે. ૫



* The more one enjoys sensual plaasures, the more one's desire of worldly enjoyments, is increasing The spirit arising from right uuderstanding of truth, is capable of cooling down that desire 5





(६)

सम्यग्दर्शनसामर्थ्यलब्धसस्कारसौष्ठवः ।
सन्निधानेऽपि भोगाना न क्षुभ्यन्ति मनोवली ॥



* સમ્યગ્દર્શનના સામર્થ્યવડે જેના સંસ્કાર સબળ બન્યા છે એ મનોવીર મનુષ્ય ભોગો પાસે આવવા છતા ક્ષુબ્ધ થતો નથી. ૬



* A person who has acquired powerful impressions through the power of right perception (सम्यग्दर्शन), is so mentally vigorous that he is not at all ruffled up even in the vicinity of objects of enjoyment 6





(७)

ईदृक् सामर्थ्यसम्पन्नो वुद्धत-त्वो महामना. ।
क्रमेणाऽभ्युन्नमन्नुच्चैः परं कल्याणमश्नुते ॥



* આવો શક્તિશાલી અને તત્ત્વવિત્ એવો મહામના માનવ ક્રમશઃ ઊંચે ઊંચે ચડતો જાય છે અને છેવટે કલ્યાણની ઉચ્ચતમ ભૂમિ પર પહોંચે છે. ૭



* Such a powerful person who has perceived truth and who is high-minded, is gradually rising high and high, and eventually attains the highest status of welfare. 7





(८)

कल्याणसम्पदा पन्था इन्द्रियाणां सुवर्तनम् ।
दुर्वर्तनं पुनस्तेषामापदामेकमास्पदम् ॥



* ઇન્દ્રિયોનું સદ્વર્તન એ કલ્યાણસમ્પત્તિનો માર્ગ છે, જ્યારે એમના દુર્વર્તનના પરિણામે માણસ અનેક દુઃખોથી ઘેરાય છે ૮



* The good activities of senses are the source of happiness or welfare, while the bad ones cause reverse results 8





(९)

इन्द्रियार्थसमासक्त आत्मानं पातयत्यधः ।
इन्द्रियाणामधीशान ऊर्ध्वमूर्ध्वं प्रगच्छति ॥



* ઇન્દ્રિયોના વિષયોમાં આસક્ત માણસ પોતાને નીચે પાડે છે અને ઇન્દ્રિયો પર સ્વામિત્વ ધરાવનાર ઊંચે ઊંચે ચડે છે–એનુ ઊર્ધ્વારોહણ વધતુ જાય છે. ૯



* He who is intensely attached to sense-objects, is badly reduced to degradation, while he who gets mastery over his senses, goes on making his real and auspicious progress 9





(१०)

नेन्द्रियाणि विलासाय परं कुशलकर्मणे ।
तेषा स्वान्यहिते योगो योगो निःश्रेयसावहः ।



* ઇન્દ્રિયો વિષયવિલાસ કરવા માટે નથી, પણ સત્કર્મો કરવા માટે છે. સ્વ-પરના હિતસાધનમાં તેમનો યોગ (ઉપયોગ) એ મોક્ષસાધક યોગ છે. ૧૦



* Organs of sense are not meant for the purpose of worldly pleasures, but for the performance of good and auspicious actions To employ them (organs of sense) in the course of accomplishing benefit and welfare of one's self as well as of others, is the Yoga conducive to the highest bliss or final emancipation 10





(११)

जनो दर्शयति स्वीयान् विश्वेऽद्भुतपराक्रमान् ।
परन्तु तादृशोऽप्यक्षनिर्जये कातरायते ॥



* માણુસ દુનિયામાં પોતાનાં અદ્ભુત પરાક્રમો દેખાડે છે, દેખાડીને જગતને છક્ક કરી દે છે, પરન્તુ એવો પણ મનુષ્ય (મહાન્ ચમત્કારદર્શક પણ અથવા મહાન્ યોદ્ધો પણ) પોતાની ઇન્દ્રિયોને વશ રાખવામાં કાયર બને છે ૧૧



* A man can surprise the world by showing his marvellous prowess or exploit, but even such a man becomes cowardly in curbing his senses 11





(१२)

वीरोऽस्ति युद्धभूमीजिद् वीरः सिहाभिभावकः ।
स तु वीरोऽस्ति वीराणां यो महाशय आत्मजित् ।।



* યુદ્ધભૂમિને જીતનાર વીર છે, સિંહને પરાસ્ત કરનાર વીર છે, પણ પોતાની જાત પર જે જીત મેળવે છે તે વીરોનો વીર છે. જે આત્મજિત્ છે તે મહાવીર છે. ૧૨



* A conqueror of battle-fields and a vanquisher of lions are, no doubt, heroes, but the hero of heroes is he who gains victory over his self 12





(१३)

सत्योपासि-महावीरा युध्यन्तेऽन्तर्द्विषा सह ।
उत्कर्षं च लभन्ते तद्विजेतारो महत्तमम् ॥



* સત્યના ઉપાસક મોટા વીરો પોતાના આન્તર શત્રુઓ સાથે લડે છે અને એમાં વિજયી બની મહત્તમ ઉત્કર્ષને પ્રાપ્ત કરે છે. ૧૩



* Tha great heroes devoted to truth, fight against their internal enemies and obtain the highest exaltation by the victory over them. 13





(१४)

ते पराक्रमिमूर्धन्या बाह्यान्तर्जीवनोज्ज्वला ।
पवित्रजीवनज्योतिर्वितन्वन्ति पदे पदे ॥



* બાહ્ય અને આન્તર જીવનમાં ઉજ્જવલ એવા તે મહાપરાક્રમી મહાપુરુષો પોતાના પવિત્ર જીવનની પવિત્ર જ્યોતને પગલે પગલે પ્રસરાવતા હોય છે. ૧૪



* The greatest of the valorous whose outer as well as inner lives are pure, spread their bright light of life at their every step. 14





(१५)

मनोविकारसम्मार्ष्टा विश्वजेतृशिरोमणिः ।
जगद्विजयतो ह्यात्मविजयः सुमहत्तरः ॥



* મનના વિકારોને જેણે સાફ કરી નાખ્યા છે તે જગતના વિજેતાઓમાં શિરોમણિ છે. નિઃસન્દેહ, જગતના વિજય કરતાં આત્માનો વિજય ઘણો જ મહાન્ છે. ૧૫



* He who has washed off all his impurities of mind, is the greatest of all the conquerors in the world, since the victory over the self is much higher than the victory over the world. 15





(१६)

अन्तरस्ति सुखस्थानं न बहिर्विद्यते सुखम् ।
अन्तरुद्घाट्य सपश्य निधिं की दृशमीशिषे ।।



* સુખનુ સ્થાન અન્દર છે. સુખ બહાર નથી. અન્તરને ખોલીને જો કે તું કેવા નિધાનનો માલિક છે. ૧૬



* The real abode of happiness is inside, not outside. Unveil inside and realize what kind of treasure you own. 16





(१७)

न तत् सुखं महत्त्वं च विश्वभोगपतेरपि ।
यदस्ति वीतरागस्य शुद्धचेतनतेजस. ॥



* જેનો આત્મપ્રકાશ શુદ્ધ છે એવા વીતરાગને જે સુખ અને મહત્ત્વ છે તે સુખ અને મહત્ત્વ જેણે દુનિયાભરના ભોગો પ્રાપ્ત કર્યા છે એને પણ, મોટા સમ્રાટ્‌ને પણ નથી. ૧૭



* Even he who is the master of all objects of enjoyment, or even a paramount lord, has not such happiness and greatness as are possessed by a dispassionate man possessing the unsullied lustre of the soul, 17





(१८)

प्राप्तितः सर्वभोगाना परित्यागो महत्तरः ।
विश्वविश्वमणिस्त्यागी, भोगी पतितवानधः ।।



* સર્વ પ્રકારના ભોગોની પ્રાપ્તિ કરતાં તેમનો ત્યાગ ક્યાંય ચડિયાતો છે ત્યાગી સમથ્ર જગતનું રત્ન છે, જ્યારે ભોગી 'કીચડ'મા ફસાયેલો હોઈ નીચે પડેલો પામર પ્રાણી છે. ૧૮



* The renouncement of all worldly enjoyments is much greater than their acquisition. He who has left worldly enjoyments (i e. त्यागी) is, indeed, a gem of the whole universe, while he who sticks fast in sensual pleasures (i e. भोगी) is fallen down. 18





(१९)

पदारविन्देष्वत एव निःस्पृह-
प्रशान्तचित्तस्य महात्मनोऽनमन् ।
'सिकन्दरा'द्याः सुविशालमेदिनी-
धनाधिराजा इतिहासविश्रुताः ॥



* માટે જ, બહુ વિશાળ પૃથ્વીના અધિપતિ ઇતિહાસ-પ્રસિદ્ધ બાદશાહ 'સિકન્દર' વગેરે મહારાજાઓ પ્રશાન્ત-નિઃસ્પૃહ મહાત્માનાં ચરણોમાં નમ્યા હતા. ૧૯



* For this very reason, Alexander the Great and other great kings bowed at the lotuslike feet of a passionless ascetic 19



# पञ्चम–प्रकाशः

## CHAPTER V



(१)

अन्यस्य सुखदानेन सुखं त्वमुपयास्यसि ।
अन्यस्य दुःखदानेन दुःखं त्वमुपयास्यसि ॥



* બીજાને સુખ આપવાથી તું સુખ પામીશ. બીજાને દુઃખ આપવાથી તું દુઃખમાં પડીશ ૧



* You will get happiness by your giving happiness to others You will get misery by your giving misery to others. 1





(२)

सहकारस्य वापेन सहकारफलं यथा।
अन्यस्य सुखदानेन सुखं सम्पद्यते तथा॥



* આંબો વાવવાથી કેરી મળે તેમ બીજાને સુખ આપવાથી સુખ મળે. ૨



* As by sowing a mango tree the mango fruit is acquired, so by giving happiness to others, happiness is acquired 2





(३)

यथा बब्बूलवापेन प्राप्यन्ते खलु कण्टकाः ।
अन्यस्य दुःखदानेन दुःखमासाद्यते तथा ।।



* બાવળ વાવવાથી કાંટા મળે, તેમ બીજાને દુઃખ આપવાથી દુઃખ મળે. ૩



* As by planting a babul tree, thorns are acquired, so by giving misery to others, misery is acquired 3





(४)

न हि बब्बूलवापेन माकन्दफलमाप्यते ।
अन्यस्य दुःखदानेन सुखं नासाद्यते तथा ।।



* બાવળ વાવવાથી કેરી ન મળે તેમ બીજાને દુઃખ આપવાથી સુખ ન મળે. ૪



* As by planting a babul tree the mango fruit is never acquired, so by giving misery to others happiness is never acquired. 4





(५)

उपपद्यत एतच्च कार्यकारणनीतित ।
सुखं स्यात् सुखदानेन दुःखं स्याद् दुःखदानतः ॥



* કાર્યકારણભાવના ન્યાયથી આ વાત સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે કે બીજાને સુખ આપવાથી સુખ મળે અને બીજાને દુઃખ આપવાથી દુઃખ મળે. ૫



* It is rightly proved by the law of cause and effect that happiness is obtained by giving happiness to others and misery is acquired by giving misery to others 5





(६)

×एक आत्मास्ति सर्वत्र सर्वत्राप्यहमस्मि हि- ।
इति दृष्टिरहिंसायाः प्रतिष्ठाया भवत्यलम् ॥



* સર્વત્ર એક આત્મા છે. "બધામાં અહમસ્મિ ('હું' છું)" એવી દૃષ્ટિ જ્યારે પ્રગટે ત્યારે જીવનમાં અહિંસાની પ્રતિષ્ઠા થાય. ૬



* Everywhere is the one soul. When arises the realization of the truth-" 'I' (my soul) am everywhere" then is established the great virtue of Ahinsa. 6

× "एगे आया।" ठाणगसूत्रे द्वितीयं सूत्रम् ।





(૭)

सर्वत्राऽहमितिप्रज्ञः कुर्यात् कस्यापि नाहितम् ।
प्रवर्तेत सुहृद् भूत्वा सर्वेषां हितसाधने ।।



* "બધે 'હું' છું" એવી પ્રજ્ઞાવાળો કોઈનું બુરું નહિ કરે. એ બધાનો સુહૃદ્ (મિત્ર) બની બધાના હિતમાં પ્રવર્તમાન રહેશે ૭



* He who is endowed with the vision that "I" (my soul) am everywhere, never does ill to any one, and he being a friend of all, is engaged in doing good to all. 7





(૮)

आत्मा सुखस्वभावोऽस्ति दुःखितस्तत् कथं भवेत् ? ।
परन्तु दुश्चरित्रेण दुःखाक्रान्तो भवत्यसौ ॥



* આત્મા વસ્તુતઃ સુખસ્વભાવવાળો છે, અર્થાત્ સુખ એનો સ્વાભાવિક ગુણ છે, એટલે પછી એને દુઃખી થવાનુ બને જ કેમ? છતાં દુરાચરણમાં ફસાઈ હાથે કરી પોતે દુઃખી થાય છે. ૮



* The soul is naturally possessed of happiness. Hence how would it be miserable? But owing to its being led astray it is or would be overcome with misery 8





(९)

वयमत्रागता. सर्वे मैत्र्या सम्भूय जीवितुम् ।
जातिधर्मादिभेदाँस्तत् त्यक्त्वा सर्वसुहृद् भवेत् ।।



* આપણે બધા અહીં મિત્રભાવથી સાથે રહી–સમ્મિલિત રહી જીવન પસાર કરવા આવ્યા છીએ. માટે જાતિભેદ, કુળભેદ, વર્ણભેદ, દેશભેદ, ધર્મભેદ એવા ભેદોને દૂર કરી પરસ્પર મિત્ર બની રહેવું જોઈએ.
૯



* As we all have come here to live unitedly and harmoniously, we should friendly behave with one another, abandoning the unequal view about caste, creed, colour, country, religion and the like. 9





(१०)

जीवितं स्वल्पकालं नः सहागामि न किञ्चन ।
पुनर्जन्म यथाकर्म तत् सत्कर्मा सदा भवेत् ।।



* આપણું જીવિત (આ ભવનું) બહુ ટૂંકા સમયનું છે, અને કંઇ સાથે આવવાનું નથી, વળી પોતાનો પુનર્જન્મ પોતાના કર્મ પ્રમાણે પ્રાપ્ત થાય છે, માટે માણસે સત્કર્મા (સદ્‌ગુણી તથા સદાચરણી) થવું ઘટે. ૧૦



* The period of our present life is very short, nothing is to accompany us and our rebirth is dependent upon our actions, so we should be and always remain righteous or meritorious. 10





(११)

आरोग्यादित्रये भक्त्या याच्यमाने पुरोऽर्हतः ।
आरोग्यमाद्यं परमं जीवने ह्युपकारि तत् ॥



* અર્હંતની આગળ ભક્તિથી માગવામાં આવતી (આરોગ્ય, સમ્યગ્દર્શન અને સમાધિ એ) ત્રણ વસ્તુઓમાં પહેલી વસ્તુ આરોગ્ય છે. કેમકે જીવનયાત્રામાં એ પરમ ઉપકારક છે ૧૧



* Health is first among the three x things that are devotedly asked for before Lord Arhat, because it is the most beneficial in life 11

x Health, right understanding of truth and tranquillity of mind





(१२)

आरोग्य द्विविधं बाह्यमान्तरं तत्र चादिमम्–।
शारीरिकं द्वितीयं च चित्तनैर्मल्यलक्षणम् ॥



* આરોગ્ય બે પ્રકારનું: બાહ્ય અને આન્તર. શારીરિક આરોગ્ય એ બાહ્ય આરોગ્ય અને માનસિક નૈર્મલ્યરૂપ આરોગ્ય એ આન્તર આરોગ્ય ૧૨



* Health is of two kinds: outer and inner. The former is bodily and the latter, the purified state of mind 12





(१३)

मनःस्वास्थ्यवपुःस्वास्थ्ये अन्योन्यमुपयोगिनी ।
ततः स्वपरकल्याणक्रियाऽमुत्र च सद्गतिः ।।



* માનસિક સ્વાસ્થ્ય અને શારીરિક સ્વાસ્થ્ય એક-બીજાને ઉપકારક છે, અને એમનાથી સ્વ-પરનું હિત સાધી શકાય છે, તેમ જ પારલૌકિક સદ્ગતિ પ્રાપ્ત થાય છે. ૧૩



* The health of mind and that of body are mutually useful and thereby is performed beneficence towards one's self as well as others, and is achieved a good grade in the next world. 13





(१४)

अस्मिन् द्विविध आरोग्ये सावधानो विवेकभाक् ।
सुखकल्याणलाभाय परिपूर्णाय कल्पते ।।



* આ બન્ને પ્રકારના આરોગ્ય વિષે જે સુજ્ઞ જન સાવધાની રાખે છે તે પૂર્ણ સુખ તથા પૂર્ણકલ્યાણના લાભને અધિકારી બને છે ૧૪



* A wise person who is careful of his health of these two kinds, is entitled to the achievement of perfect happiness as well as perfect welfare. 14





(१५)

प्राणी निर्मीति भाग्यं स्वं स्वप्रवृत्त्यनुसारत: ।
यथाभाग्य च सामग्री जीवनस्योपगच्छति ।।



* પ્રાણી પોતાની પ્રવૃત્તિ અનુસાર પોતાનું ભાગ્ય ઘડે છે અને પોતાના ભાગ્ય અનુસાર જીવનસામગ્રી મેળવે છે ૧૫



* The phenomenal soul moulds its fate according to its actions, and as it moulds its fate so it gets the means for living 15





(१६)

अवश्यं खलु भोक्तव्यं कृतं कर्म शुभाशुभम् ।
इत्येवं भाग्यसामर्थ्यं लोक-शास्त्रेषु विश्रुतम् ॥



* બાંધેલું શુભ કે અશુભ કર્મ અવશ્ય ભોગવવું પડે છે. એમ ભાગ્યનું સામર્થ્ય જગજાહેર છે (લોકમા તથા શાસ્ત્રોમા પ્રસિદ્ધ છે) ૧૬



* Karma, good or bad, ought to be inevitably experieneed Thus the power of fate is well-known to the people of the world as well as is discribed in the scriptures 16





(१७)

किन्त्वभेद्यं च भेद्यं च कर्मोक्तं तत्र चादिमम्– ।
अवश्यमेव भोक्तव्यमभेद्यं पौरुषेण हि ॥



* પણ કર્મ બે પ્રકારનું છે; અભેદ્ય અને ભેદ્ય જે કર્મ અભેદ્ય છે (જેને જૈનશાસ્ત્ર 'નિકાચિત' કહે છે) તે અવશ્ય ભોગવવું પડે છે. કેમ કે તે પુરુષાર્થથી તૂટી શકતુ નથી. ૧૭



* But Karma is of two kinds: incapable and capable of being dispelled The former is such as cannot be destroyed by any effort whatsoever. So it being invulnerable, has to be unavoidably experienced 17





(१८)

भेद्यं च शक्यते भेत्तुं योग्ययत्नप्रभावत. ।
अभेद्यमल्पं नः प्रायो भेद्यमेवास्ति भूयसा ॥



* અને જે કર્મ ભેદ્ય છે તે યોગ્ય પ્રયત્નથી ભેદી શકાય છે. સામાન્યતઃ આપણા આત્મા સાથે જડાયલાં કર્મોમાં અભેદ્ય કર્મો થોડાં હોય છે, ભેદ્ય કર્મો જ મોટા પ્રમાણમાં હોય છે. ૧૮



* And the latter which is capable of being dispelled, can be destroyed by well-directed efforts Among the Karmas connected with the souls of ours, invulnerable Karmas are generally few, while vulnerable ones are always plentiful 18





(१९)

उदितं दुःखदं कर्म भेद्यं वाऽभेद्यमेस्ति वा ।
इत्यज्ञेयं ततो भेत्तुं तद् भवेत् सम्यगुद्यतः ॥



* ઉદયમાં આવેલું દુઃખદ કર્મ ભેદ્ય કોટીનું છે કે અભેદ્ય પ્રકારનું છે એ આપણે જાણી શકતા નથી. માટે તેને ભેદવા માટે યોગ્ય રીતે પ્રયત્નશીલ થવું ઘટે. ૧૯



* It is impossible for us to know whether the evil distressful Karma is vulnerable or invulnerable. So we should be duly intent upon destroying that Karma. 19





(२०)

तच्चेद् भेद्यं भवेत् तर्हि योग्ययत्नप्रभावतः ।
भेत्स्यते, तत्समुत्थं च दुःखं दूरीभविष्यति ॥



* ઉદયમાં આવેલું તે દુઃખદ કર્મ જો ભેદ્ય પ્રકારનું હશે તો યોગ્ય પ્રયત્નના પ્રભાવથી તૂટી જવાનું અને એનાથી આવેલું દુઃખ દૂર થવાનું. ૨૦



* If that Karma is of the vulnerable type, it will be destroyed through proper efforts, and at the destruction of that Karma, the misery originated from that Karma, will also vanish. 20





(२१)

इत्थं जनोऽल प्रायेण सम्यक् पौरुषयोगतः ।
उच्छेत्तुमशुभं कर्म नेतुं वा शुभरूपताम् ॥



* આમ મનુષ્ય પોતાના ધર્મપૂત સબળ પુરુષાર્થથી પ્રાયઃ પોતાના અશુભ કર્મને ઉચ્છેદી શકે છે અથવા એને શુભ રૂપમાં પલટાવી શકે છે ૨૧



* Thus, a person can mostly destroy his evil Karma or turn it into a good one by his sustained efforts well-directed. 21





(२२)

स्वकर्मतः सुख दुःख, सत्कर्मैव सुखप्रदम् ।
तस्मात् सुखार्थी दुष्कर्म त्यक्त्वा सत्कर्मभाग् भवेत् ॥



* સુખ–દુઃખ પોતાનાં કર્મથી જ છે, અને સત્કર્મથી જ સુખની પ્રાપ્તિ છે માટે માણસે દુર્વર્તન ત્યજી સદ્વર્તની થવુ ઘટે–જો તેને સુખ જોઇતુ હોય તો. ૨૨



* Happiness and misery rest with one's own actions, and good action alone is the giver of happiness. So persons having abandoned bad actions, should incessantly adhere to good conduct if they long for happiness 22





(२३)

कस्य नाऽऽपतितं दुःखं महतोऽपि तदाऽऽपतत् ।
शान्तितस्तत् समुत्तीर्य दीप्यते मानवोऽधिकम् ॥



* દુઃખ કોના પર નથી આવ્યું ? મહામાનવોને પણ દુઃખોમાંથી પસાર થવું પડ્યું છે. પરન્તુ માણસ જ્યારે દુઃખને શાન્તિથી પાર કરે છે ત્યારે તે અધિક દીપ્તિમાન્ બને છે. ૨૩



* Whom did not misery befall ? It has befallen even great or high-souled men. But he who crosses it patiently, shines out more brilliantly. 23





(२४)

उपायं विदधानोऽपि हन्तु दुःखमुपस्थितम् ।
यावत् तिष्ठेत् सहेद् धृत्या वीरतेय गरीयसी ॥



* ઉપસ્થિત દુઃખને દૂર કરવા માટે ઉપાય લેવા છતાં એ ન મટે ત્યાં સુધી ધૈર્યથી શાન્તભાવ રાખી સહન કરવું એ વિશેષ ગૌરવશાળી વીરતા છે ૨૪



* Even adopting means to remove his misery, a person should endure it patiently so long as it subsists This is, indeed, a higher heroic deed 24





(२५)

निजकर्मानुसारेण सुखदुःखे *इतो जनम् ।
किन्तु न स्यात् सुखे मत्तो दुःखे च व्याकुलो न हि ॥



* દરેકને પોતપોતાનાં કર્મ અનુસાર સુખ–દુઃખ આવ્યાં કરે છે, પણ સુજ્ઞ જન સુખની હાલતમાં ઉછાંછળો થતો નથી અને દુઃખી હાલતમાં વ્યાકુળ થતો નથી. ૨૫



* Happiness and misery pursue creatures owing and according to the fructification of varying kinds of their Karmas, but a prudent person becomes not infatuated with pride at the attainment of happiness, nor does he become agitated at the approach of misery 25.

* क्रियापदम् ।

अस्य पञ्चविंशश्लोकस्य पूर्वार्धमित्थमत्रसेयम्—

सुखं दुःखं जनो याति निजकर्मानुसारतः ।





(२६)

सुख बाह्यविकासायोपयोगि यदि सम्मतम् ।
दुःखमन्तर्विकासाय तदा भवितुमर्हति ॥



* સુખને બાહ્ય વિકાસ માટે ઉપયોગી માનીએ તો સાથે સાથે એ પણ જાણવુ જરૂરી છે કે દુઃખ આન્તર વિકાસ માટે ઉપયોગી થઈ શકે છે. ૨૬



* If happiness is considered to tend to an outer progress, then even misery which has come, can be admitted as useful in achieving the inner elevation. 26





(२७)

करोति लोकसेवायामुपयोगं सुखस्य यः ।
दुःखस्य चात्मसंशुद्धौ स प्रज्ञः पुण्यजीवनः ॥



* જે પોતાના સુખનો ઉપયોગ લોકસેવામાં અને પોતાના દુઃખનો ઉપયોગ પોતાના આત્માના શુદ્ધીકરણમાં કરે છે તે પુણ્યાત્મા જ્ઞાની છે. ૨૭



* He is a blessed truth-knower who uses his happiness in serving the people (Creatures) and his misery which has befallen him, in his spiritual purification. 27





(२८)

सुखस्य स्पृहणीयत्वं सुप्रसिद्धं जगत्त्रये ।
यस्तु जानाति दुःखस्य महिमानं स तत्त्ववित् ॥



* સુખની સ્પૃહણીયતા (ઇષ્ટતા) તો દુનિયાભરમાં પ્રસિદ્ધ છે, પણ જે દુઃખનું મહત્ત્વ સમજે છે તે ખરો તત્ત્વવેત્તા છે. ૨૮



* The desirability of happiness is well-known in the whole world, but he is a real philosopher who has realized the importance of misery. 28





(२९)

भूयिष्ठपापनाशेन शान्त्या दुःखस्य मर्षणात् ।
आसादयति नैर्मल्यमात्मा कल्याणमन्दिरम् ॥



* દુઃખને શમભાવથી સહન કરવાથી ઘણાં પાપ-કર્મોનો નાશ થાય છે અને એના પરિણામે આત્મા કલ્યાણરૂપ નિર્મલતા પ્રાપ્ત કરે છે. ૨૯

[ દુઃખ અશુભ કર્મોનો ભાર (આત્મા ઉપરથી) ઉતારવા માટે આવે છે, અને એને શમભાવથી સહન કરવાથી એ ભાર ઊતરી જાય છે અને આત્મા એટલો હળવો થાય છે. ]



* A person's plentiful evil Karmas are destroyed by virtue of enduring misery with patience and equanimity, and as a result of this he obtains such spiritual purity as is an abode of welfare

[ Misery comes to shake off the load of the dust of Karma collected in the soul and by enduring it (misery) patiently the load is shaken off and the soul becomes light in proportion to it (the removal of the load) ] 29





(३०)

यो हि वीतस्पृहः सौख्ये दुःखे विभ्रत् परं शमम् ।
सर्वभूतहितोद्युक्तः स महात्मा महोदयः ।।



* જે (ભૌતિક) સુખ તરફ નિઃસ્પૃહ છે અને દુઃખ આવતાં પૂર્ણ શમભાવને ધારણ કરે છે, તેમજ સર્વ પ્રાણીઓના હિતસાધનમા ઉદ્યત છે તે મહાવિભૂતિ મહાત્મા છે. ૩૦



* He is a great one of high elevation, who is indifferent to his (worldly) happiness and fully tranquil at an adverse time, and also is devoted to doing good to all creatures. 30





(३१)

अभवन् ये महान्तस्ते दुःखं तीर्त्वैव धैर्यतः ।
इत्थं दुःखं सुसोढं सद् भवेत् कल्याणसम्पदे ॥



* જે જે મહાન્ થયા છે તે બધા આવેલા દુઃખને ધૈર્યથી તરી જઇને જ મહાન્ થયા છે. આમ ઉપસ્થિત દુઃખને શમભાવથી સહન કરવું એ કલ્યાણકારક પ્રક્રિયા છે. ૩૧



* All those who have become great or supreme, have become so only after crossing misery courageously and tranquilly. Thus misery which has come, if endured patiently, brings on the great ground of welfare. —31





(३२)

दुःखे विद्धि'मया सार्धं वर्तते परमेश्वर.' ।
एतद्भावनया दुःखं त्वदीयमुपरंस्यति ॥



* દુઃખની હાલતમાં એમ સમજ કે પરમેશ્વર મારી સાથે છે. આ પ્રકારની આન્તરિક ભાવનાથી તારું દુઃખ દૂર થશે, તારું અન્તઃકરણ પ્રસન્નતાથી સભર બનશે. ૩૨



* In the condition of misery, believe that God is with you By the force of this reflection your misery will end and your mind will be filled with pleasure 32





(३३)

चित्तरत्नमसक्लिष्टमान्तर परमं घनम् ।
तदासादितवान् मर्त्योऽकिञ्चन सन् महेश्वरः ॥



* ક્લેશોથી મુક્ત એવું ચિત્તરત્ન એ મોટામાં મોટું આન્તરિક ધન છે. એ જેણે પ્રાપ્ત કર્યું છે તે અકિંચન (નિર્ધન) છતાં મહેશ્વર (મહાન્ ઐશ્વર્યશાલી) છે. ૩૩



* The gem-like mind free from all the impurities of passions, is the internal wealth of the highest type He who has gained this gem, is, indeed, +Maheshvara though penniless. 33

+ The greatest of the rich, a great lord or a supreme one,





(३४)

सुखे च दु.खे च समत्वशालिनो
महात्मनो ज्ञानविहारि जीवनम् ।
कल्याणरूपं कुशलप्रकाशकं
प्रत्यक्षदृश्यं खलु मुक्तजीवनम् ॥



* સુખ–દુઃખમાં સમત્વશાલી એવા મહાત્માનું જ્ઞાન-વિહારી જીવન, જે સ્વય કલ્યાણરૂપ છે અને અન્યને કલ્યાણમાર્ગ બતાવનારું છે, અહીં જ પ્રત્યક્ષ નિહાળી શકાય એવું મુક્ત જીવન છે ૩૪



* The life of a high-souled man possessed of equanimity in happiness and misery, which is engrossed in auspicious knowledge and which being itself pure as well as pious, throws the light of welfare to others, is an Emancipated life perceptible to the eyes just here 34



# षष्ठ-प्रकाशः

## कषायजयः

## CHAPTER VI

## Victory over Passions



(१-२)

आत्मैव परमं तत्त्वमनन्तानन्दचिन्महाः ।
विशुद्धीभवने तस्य प्रादुःष्यात् परमात्मता ॥
वीतरागीभवत्येव ×सम्यक्चारित्रयोगतः ।
प्राकटयमात्मन्यायाति स्वरूपं परमात्मता ॥



* सच्चिदानन्दतेजोमय आत्मा ज परम तत्त्व छे. एना समग्र दोषो क्षीण थया के एनी पूर्ण शुद्धता थई अने ए थतां ज एनुं परमात्मपणुं प्रकट थाय छे. १

× सप्तमी ।





* આત્મા સમ્યક્ચારિત્રયોગના બળે વીતરાગ થતાં જ એનામાં એનું પોતાનું વાસ્તવિક સ્વરૂપ–પરમાત્માપણું–પ્રકટ થાય છે. ૨



* The soul alone is the highest and most excellent element which is naturally the embodiment of the infinite lustre of knowledge and bliss When all its impurities are washed off and its purity is manifested absolutely, its natural Godhood is revealed. 1

* As soon as a soul becomes passionless by virtue of the full elevation of right conduct, its real nature-Godhood is revealed 2





(३)

वस्तुत॰ परमात्मानमात्मानं समनुव्रजन् ।
जडमोहनिरासाय प्रयत्नप्रवणो भवेत् ॥



* આત્મા વસ્તુતઃ એના મૂળ સ્વરૂપમાં પરમાત્મા છે, એના ઉપાસક બની જડમોહ( વિષયમોહ )ને દૂર કરવાની દિશામા સુજ્ઞ જને પ્રયત્નશીલ થવું ઘટે. ૩



* The (every) soul is, in its real or intrinsical nature, the Supreme Soul (God) A prudent person having followed his soul which is really the Supreme Being, should be devoted to removing the attachment to materialism 3





(४-८)

कामाविष्टो हि भूयास सचिनोति परिग्रहम् ।
आत्मानं स्वल्पकालेन मरिष्यन्त विदन्नपि ।।

परिग्रहाभिवृद्धयर्थं भूत्वा निष्ठुरमानस ।
अधिकाधिकपापानि कुर्वन् पुष्णात्यधोगतिम् ।।

धर्मद्रव्यविहीनोऽसौ मृत्वा, यत्र गमिष्यति ।
कीदृशी भाविनी तत्र दशा तस्य दुरात्मनः ।।

दुखं पापात् सुख पुण्यादिति सर्वसता मतम् ।
जन्मान्तरहितार्थं तत् सदा सच्चरितो भवेत् ।।

सच्चरित्र परो धर्मस्तेनाऽत्रापि स्थिर सुखम् ।
उत्तरोत्तरकल्याणा परलोकगतिस्तथा ॥







* કામાવિષ્ટ માણસ પોતે થોડા જ વખતમાં મરી જવાનો છે એમ નિઃશંકપણે જાણવા છતાં પરિગ્રહને વધારવામાં રચ્યોપચ્યો રહે છે. ૪

* અને પરિગ્રહ વધારવા પાછળ એ નિષ્ઠુરમના બની વધુને વધુ પાપ કર્યે જાય છે અને પોતાની અધોગતિ વધાર્યે જાય છે. ૫

* ધર્મરૂપ દ્રવ્ય વગરનો એ કંગાલ માણસ મરીને જ્યા જશે ત્યાં એ દુરાત્માની શી દશા થશે? ૬

* પાપાચરણથી દુઃખ અને પુણ્યાચરણથી સુખ એ દુનિયાભરના બધા મહાત્માઓનો સિદ્ધાંત છે. માટે પારલૌકિક હિત માટે સદા સદાચરણી રહેવું જોઇએ. ૭

* સચ્ચરિત એ જ મહાન્ ધર્મ છે એનાથી આ જિન્દગીમા અખંડ સુખ પમાય છે અને પરલોકગતિ ઉત્તરોત્તર કલ્યાણશાલી બને છે. ૮





* Slaves to sensual pleasures are engrossed in hoarding property, though they know that they are to die in a short time 4

* And being hard-heartedly addicted to hoarding property, they commit more and more sins and increase their downfall 5

* How wretched will those wicked persons devoid of the wealth of Dharma, be in the next birth where they will go after death ? 6

* It is unanimously admitted by all the wise men of the universe that misery results from sin (bad actions) and happiness, from merit (good actions) So one should be endowed with good character to be happy in the next world, 7

* The greatest Dharma is right conduct whereby is attained steady happiness in this very life, and also all the future lives are gifted with progressive happiness as well as welfare 8





(९)

क्रोधादिदोषाधीनत्वमज्ञानाबलसम्भवम् ।
तेषां संयमनं श्रेयः, फलं बुद्धेश्च तत् परम् ॥



* ક્રોધ આદિ દોષોને વશ થવું એ અજ્ઞાન અને નિર્બળતાનું પરિણામ છે. એમના ઉપરનું સંયમન સુખકર અને હિતકર છે, અને એ સમજદારીનું મુખ્ય ફળ છે. ૯



* To be subject to faults-anger and others, is due to ignorance and mental weakness. The subjugation of them is the best way to well-being, and it is the chief fruit of wisdom. 9





(१०)

वैरोत्पादी शमध्वसी क्रोध आरोग्यबाधकः ।
सुखश्रेयोऽभिलाषी तन्नहि क्रोधवशो भवेत् ॥



* ક્રોધ વૈર ઊભું કરે છે, શાંતિ(શમભાવ)ને નષ્ટ કરે છે અને આરોગ્યને બગાડે છે. માટે સુખ તથા કલ્યાણના અર્થીએ ક્રોધને વશ થવું ન ઘટે. ૧૦



* One desirous of happiness and well-being, should not be subject to anger which generates enmity, destroys peace and impairs health 10





(११)

क्रोधस्तपस्क्रियाघाती क्रोधोऽप्रीतिप्ररोहकः ।
आत्मनो बलमुत्कृष्टं क्षमा कल्याणमन्दिरम् ।।



* ક્રોધ તપ અને ક્રિયાનો ઘાતક છે અને ક્રોધને લીધે માણસ લોકોમાં અળખામણો થાય છે. ક્ષમા આત્માનું ઉત્કૃષ્ટ બળ છે અને કલ્યાણનું મંદિર છે. ૧૧



* Wrath destroys religious austerities and religious rituals and it makes one disagreeable to the people Forgiveness is the highest power of the soul and an abode of spiritual welfare 11





(१२)

न कार्ये क्रोधसिद्धेऽपि सुष्ठुत्वमनुवध्यते ।
रोपावेशात् तत. श्रेयानुदात्तत्वस्य संश्रयः ॥



* क्रोधथी कार्य बनी जाय तो ये तेमां सारपनो संबंध केटलो ? माटे रोषावेश करतां उदात्तपणुं धारण करवुं ए वधारे ठीक छे. १२



* There is no fragrance in the fulfilment of an object if it is done by anger To resort to generosity is far better than to be subject to the excitement of anger 12





(१३)

स्वकर्म दुःखकृत् स्वस्य न तु तत्प्रेरितो जनः ।
क्रोद्धव्यं कर्मणे तस्मान्नहि तत्प्रेरिताय तु ॥



* પોતાને દુઃખ આપનાર પોતાનું (અશુભ) કર્મ છે. આપણને દુઃખ આપનાર વ્યક્તિ આપણા કર્મથી પ્રેરાઇને જ આપણને દુઃખ આપે છે, અર્થાત્ આપણું કર્મ એવી વ્યક્તિને પોતાનું હથિયાર બનાવીને આપ-ણને દુઃખ આપે છે. એટલે આપણને દુઃખ આપનાર આપણું પોતાનું કર્મ જ છે, નહિ કે આપણા કર્મથી પ્રેરાઇને આપણને દુઃખ આપનાર વ્યક્તિ. માટે આપણા કર્મ પર જ આપણે ક્રુદ્ધ થવું ઘટે, નહિ કે તે વ્યક્તિ પર કે જે આપણા કર્મથી પ્રેરાઇને આપણને દુઃખ આપે છે, આપણા કર્મના ફલપ્રયોગમાં નિમિત્તભૂત બને છે. ૧૩



* One's own Karma distresses one, but not that person who has been forced to do so (to distress one) by that Karma. So one should be angry with one's own Karma, but not with that individual 13





(१४)

पुरः क्रोधस्य मा क्रुध्य स्वकार्यं कुरु शान्तितः।
शमाग्रे शाम्यति क्रोधी चित्ते चाप्यनुतप्यते ॥



* ક્રોધની સામે ક્રોધ ન કર અને તારું કામ શાંતિથી કર્યા કર શાંતભાવની આગળ ક્રોધી ઠંડો પડી જાય છે અને એને પોતાના મનમાં પોતે કરેલા ક્રોધ માટે પશ્ચાત્તાપ પણ થવો સંભવે છે. ૧૪



* Do not be angry before anger and continue your work quietly. An angry person subsides before forbearance and also likely repents in his mind for his having been angry. 14





(१५)

दृष्टवाऽन्यविमुखीभाव रुष्यन्नुपचिनोति तम्।
परन्तु शान्तभावस्याऽऽलम्बादपचिनोति तम् ।।



* બીજાની અર્થાત્ પોતાના મિત્ર અથવા પરિચિત વ્યક્તિની–પોતાની તરફ–વિમુખ સ્થિતિ જોઇને જેને રોષ ચડે છે તે તેમ કરીને તેનું–પોતાની તરફનુ–વિમુખપણું વધારે છે, પણ જે એ વખતે (એનું વિમુખપણું જોઇને) શાંતભાવને ધારણ કરે છે તેના એ શાતભાવનું પરિણામ એ આવે છે કે પેલા માણસનું વિમુખપણુ નબળું પડવા લાગે છે. ૧૫



* A person who gets angry on seeing his relative's or friend's unwillingness towards himself, increases that person's unwillingness towards himself, but if he holds the attitude of calmness at that time, that person's unwillingness ( towards himself ) would decrease 15





(१६)

न कुजल्पे ज्वराक्रान्ते दयया कुर्महे क्रुधम् ।
तथा क्रोधज्वरो दुर्वाग् द्रष्टव्य· करुणादृशा ॥



* જેમ જ્વરાતુર માણુસ યદ્વા તદ્વા પ્રલાપ કરતો હોય, તો યે તેના પર આપણે ક્રોધ કરતા નથી, બલ્કે તેના પર આપણુને દયા આવે છે, તેમ જે માણુસ ક્રોધરૂપ જ્વરની હાલતમાં જેમ તેમ લવારો કરે તેને પણુ કરુણાની નજરથી જોવો જોઇએ. ૧૬



* Just as we do not become angry with a fever -striken person uttering bad words, but on the contrary we feel pity for him, so a person speaking evil words, being under the influence of the fever of anger, should be treated with pity 16





(१७)

निर्बलोऽकारणं वाल्पकारणं वा यदा–तदा– ।
क्रुध्यति, क्लिश्यमानं च करोति निजजीवनम् ॥



* નિર્બળ માણસ વગર કારણે યા નજીવા કારણે જ્યારે ત્યારે ક્રોધને વશીભૂત થાય છે, જેના પરિણામે પોતાના જીવનને દુખિયારું બનાવે છે. ૧૭



* A weak-minded person gets angry now and then unnecessarily or by a trifling cause, and thus he ( by falling a victim to various faults ) renders his life miserable 17





(१८)

जनः क्रोधान्धलीभूयानिष्टं सद्यः करोति यत् ।
तत् स्याल्लज्जाकरं तस्य दुःखदं च रुषः शमे ॥



* માણુસ ક્રોધાન્ધ બની ઉતાવળથી એકદમ અવળું કામ જે કરી નાખે છે તે રોષ ઠંડો પડતાં તેને શરમભરેલું થઈ પડે છે અને તેને મુસીબત પણ ઊભી કરે છે ૧૮



* The undesirable act which a man blinded by wrath, does in haste, tends, on the subsidence of anger, to bring shame and distress or difficulties.

[ Oh ! accursed is the ignorance ! ] 18





(१९)

महातपश्चरा उग्रक्रियाः शास्त्रविदोऽपि च ।
क्रोधावेशेन दोषेण मृत्वा दुर्गतिमव्रजन् ।।



* મોટા તપસ્વીઓ, ઉગ્ર ક્રિયાકાંડીઓ અને શાસ્ત્રવેત્તા પંડિતો—આવા મોટાઓ પણ ક્રોધાવેશના દોષે મરીને દુર્ગતિમાં ચાલ્યા ગયા. ૧૯

( તપ, ક્રિયાકાંડ અને જ્ઞાન વગેરેના પ્રખર બળો પણ ક્રોધની જ્વાળા આગળ નબળાં પડી જઈ એ બળોના ધારકને બચાવી શકતાં નથી. )



* Even those who were practising severe austerities, intense religious rites and possessed of great scriptural knowledge, fell down-by their wrathful disposition-into a bad grade after their death 19

[ Even the great powers of austerities, rituals and knowledge, etc., become so enfeebled before the blazing fire of wrath that they cannot save those possessing the above-said powers ]





(२०)

फलोद्गमैर्द्रुमा नम्राः सज्जना विभवोद्गमे ।
प्रशस्यते मृदुत्वं च मान आभात्यरोचकः ॥



* જેમ વૃક્ષો ફળો આવવાથી નમ્ર બને છે, તેમ સજ્જનો સમ્પત્તિ વધતાં નમ્ર બને છે. મૃદુતા લોકોની પ્રશંસા પામે છે, જ્યારે અભિમાન તરફ લોકોને અણગમો થાય છે. ૨૦



* As trees become bent by load of fruit, so good men become humble by the acquisition of riches. Gentleness is praised, while arrogance is disliked 20





(२१)

प्रत्यक्षमवलोक्यन्ते विश्व एकैकतोऽधिकाः ।
इदं सुविदतो न स्यादभिमानः सुचेतसः ।।



* દુનિયામાં એક–એકથી ચડિયાતા જોવાય છે. આ ધ્યાનમા લેવાય તો અભિમાન આવે નહિ. ૨૧



* It is a matter of direct experience in the world that every man somewhere encounters another who is superior to, or more than a match for him. He who knows this properly, is not touched by pride 21





(२२)

मानो ह्यदूरदर्शित्वं मार्दवं च विवेकिता ।
मृदुत्वे चान्तरी शान्तिर्मानो भारश्च पीडकः ॥



* અભિમાન જે દૂરદર્શી ન હોય તેને આવે છે અને જ્યાં વિવેકદૃષ્ટિ છે તેને મૃદુતા વરે છે મૃદુતામાં આન્તરિક શાન્તિ છે, જ્યારે અભિમાન એક પીડારૂપ ભાર છે. ૨૨



* Arrogance results from little understanding, while gentleness is the out-come of discretion There is internal peace in tenderness, while arrogance is a troublesome load on the mind 22





(२३)

विराड्ब्रह्माण्डशक्त्यग्रे न स्मस्तृणसमा अपि ।
अत्यल्पे तदहंकारीभवनं मौर्ख्यमुत्कटम् ॥



* વિરાટ્ બ્રહ્માંડની વિરાટ્ શક્તિઓ આગળ આપણે તૃણમાત્ર પણ નથી. કેટલી પામર હાલત આપણી! છતાં અતિઅલ્પ પ્રાપ્તિમાં અભિમાન કરવો એ મૂર્ખાઈ નહિ તો શું? ૨૩



* Before the supreme powers of the Brahmanda we are not even like a blade of grass. So it is, indeed, much foolishness of ours to be arrogant over a very little or very scanty thing. 23





(२४)

महैश्वर्या महात्मानो भवन्त्युत्तममार्दवाः ।
तत्पुरो नोऽतिहीनाना किं युक्ताऽल्पाऽप्यहंक्रिया ? ॥



* મહાન્ ઐશ્વર્યના ધારક મહાત્માઓ જ્યારે ઉચ્ચ કોટીની મૃદુતા ધરાવે છે, ત્યારે આપણે તો એમની આગળ અત્યન્ત હીન છીએ. તો પછી થોડો પણ અહંકાર આપણને છાજે ? ૨૪



* When the high-souled men of high supremacy, are possessed of the quality of gentleness of the best kind, is it then proper for us who are extremely low before them, to entertain even the least arrogance ? 24





(२५)

स्वस्य पश्येदपूर्णत्वं हीनत्वं च परिस्फुटम् ।
ततो नम्रीभवेत् सुज्ञो निजक्षेमं च साध्नुयात् ॥



* પોતાની અન્દર અપૂર્ણતા અને હીનતા નિહાળવી, એથી પોતાના ક્ષતિપૂર્ણ જીવન માટે નમ્રતા આવે છે, જેથી કુશલસાધનમાં જાગ્રત્ થઈ શકાય છે. ૨૫



* A person should duly observe his imperfection and deficiency existent in himself; upon this the person would feel humbleness for his being deficient and become alert to make his life good and righteous 25





(२६)

विचक्षणो भवेन्नूनं न तु धूर्तः कदाचन।
माया मायाविनं दुःखीकृत्य क्षिपति दुर्गतौ ॥



* માણુસે વિચક્ષણ તો થવું જ, રહેવું જ, પણ ધૂર્ત કદિ નહિ થવું. માયા માયાવીને દુઃખી કરી દુર્ગતિમાં પટકે છે ૨૬



* A person should certainly be clever, but never a deceiver. The deceitful behaviour of a deceitful person makes him miserable here and hurls him down into a bad grade in the next birth 26





(२७)

नहि संगच्छते धर्मक्रिया वञ्चनकर्मणा ।
वञ्चनाकर्मसक्तस्य भवेद् धर्मक्रिया विषम् ॥



* માયા-કપટ સાથે ધર્મક્રિયાનો મેળ બેસે જ નહિ. ઠગારાની ધર્મક્રિયા વિષરૂપ બને છે. ૨૭



* The evil practice of deceit does not agree with religious rites Those rites of a deceitful person become poisonous to him 27





(२८)

मायाविनी मनोवृत्तिर्नहि क्षेमाय कल्पते।
तस्या निर्दम्भशल्याया श्रेयोबीजं प्ररोहति ॥



* મનોવૃત્તિ જ્યાં માયાવી હોય ત્યાં ક્ષેમ–કુશલને અવકાશ નથી. મન જ્યારે દંભરૂપ શલ્યથી મુક્ત બને છે ત્યારે તેમાં વાવેલું કલ્યાણબીજ અંકુરિત–પલ્લવિત થાય છે. ૨૮



* Deceptive mind is not fit for welfare. The seed of welfare sown in the mind, when cleared by the uprooting of deceit, tends to sprout forth. 28





(२९)

दम्भच्छिद्रा भवोत्तारे नालं भवति धर्मनौः ।
यान्ति दुःखोदधेः पारं निर्भयाः सत्यसुन्दराः ।।



* ધર્મરૂપ નાવમાં જો દંભરૂપ છિદ્ર હોય તો તેનાથી ભવસાગર ઊતરી શકાતો નથી. જેઓ નિર્ભય અને સત્યના સૌન્દર્યથી સુશોભિત છે તેઓ દુઃખનો દરિયો તરી જાય છે. ૨૯



* If there is a hole in the shape of hypocrisy in the ship of Dharma, then, thereby the ocean of Samsara is impossible to cross. Those who are fearless and shining with the splendour of truthfulness, are able to go to the opposite shore of the ocean of misery. 29





(३०)

विभवो न्यायसम्पन्नः सुखाय कुशलाय च ।
अन्यायाधिगतश्चासौ दुःखायाकुशलाय च ॥



* ન્યાયસમ્પન્ન ધન સુખકારી તેમ જ કલ્યાણકારી છે, જ્યારે અન્યાયથી મેળવેલું ધન એથી વિપરીત છે, અર્થાત્ એ ધન અનેકવિધ દુઃખો લાવે છે અને જીવનની અધોગતિ કરે છે. ૩૦



* Wealth earned by fair means, brings on happiness as well as well-being, while that acquired by deceptive ways, proves painful and inauspicious. 30





(३३)

पुष्णन्ति मायिनो हिंसामात्मानं पातयन्ति च ।
सदैव सुखिनः सन्ति न्याय्यव्यापारकौशलाः ॥



* દગાબાજ માણસો દગાબાજીથી હિંસાને પોષે છે અને પોતાના આત્માની અધોગતિ કરે છે, જ્યારે જેમની વ્યાપારિક કુશલતા ન્યાયસર છે તેઓ હમેશાં સુખી અને આનન્દી છે. ૩૩



* Those who are fraudulent, nourish sin of Hinsa and degrade themselves, whereas those whose avocational cleverness is just and honest, are always happy 33





(३४)

लोभान्नरो भवेद् रक्षो लोभात् पापपरम्परा ।
लोभी कपर्दिकामूल्यो लोभी मृत्वैति दुर्गतिम् ॥



* લોભને લીધે માણસ રાક્ષસ જેવો ક્રૂર બને છે. લોભ બીજાં અનેક પાપોને જન્માવે છે લોભી માણસ કોડીનો લાગે છે. લોભિયાની મરણોત્તર ગતિ દુર્ગતિ હોય છે. ૩૪



* A person blind with greed, becomes cruel like a demon From greed springs a series of sins A greedy person is worth a cowrie and falls into a bad state after death 34





(३१)

सन्ति शान्तिसुखौजांसि न्याय्ये शुष्केऽपि भोजने ।
मिष्टान्नमपि दौर्जन्यपापोद्भूतं विषायते ॥



* સચ્ચાઇની લૂખી-સૂકી પણ રોટીમાં સુખ છે, શાંતિ અને ઓજસ છે, જ્યારે અનીતિ-અન્યાયની કમાણીના યા બદમાશીથી ઝુંટવી લીધેલા પૈસાના માલ-મલીદા પણ ઝેર સમાન છે. ૩૧



* Even the dry bread, if earned by truthfulness, contains peace, happiness and strength, while even sumptuous and rich food, if earned or obtained by wickedness, serves as poison to life. 31





(३२)

माया-धनं स्थिरं न स्यान्नोपभोग्यं सुखेन च ।
अनेकोपद्रवाक्रान्तं नेतृ चामुत्र दुर्गतिम् ॥



* માયા-કપટ યા અન્યાયથી પેદા કરેલું યા મેળવેલું ધન ટકતું નથી અને સુખથી ભોગવી શકાતું નથી; એવા લોહિયાળા પૈસાથી માણસ અનેક સંકટોમાં પટકાય છે અને મરણોત્તર દુર્ગતિમાં પડે છે. ૩૨



* Wealth obtained hypocritically, does not last long and cannot be enjoyed happily, it also gives rise to a series of misery here and a bad grade in the next world 32





(३५)

प्रभवन्त्यखिला दोषा लोभाल्लोभे च नश्यति–।
नश्यन्ति, लोभनिर्जेता विश्वजित् पुरुषोत्तमः ।।



* બધા દોષો લોભમાંથી જન્મે છે અને લોભનો નાશ થતા બધા દોષોનો નાશ થઇ જાય છે નિઃસન્દેહ, લોભને જીતનાર વિશ્વજિત્ છે, પુરુષોત્તમ છે. ૩૫



* Greed is the source of all vices The destruction of the former leaves no scope for the advent of the latter He who is the conqueror of greed, is the conqueror of the world and is a man of the supreme type 35





(३६-३७)

अहो ! कियद्-विराट् सृष्टिरनन्ता वा कियत्यहो ! ।
इदं सविमृशन् नम्रः शान्तो धीरश्च जायते ॥
अनन्तवैभवे विश्वे क्व विश्वोर्वीधना अपि ? ।
तस्मात् कथं धनाद्यर्थं भाव्यमस्माभिरुन्मदैः ? ॥



* અહો ! સૃષ્ટિ કેટલી વિશાળ ! કેટલી અનન્ત ! આ ઉપર ધ્યાન આપતાં માણસ નમ્ર, શાન્ત અને ધીર બને છે.

* વિશ્વની અનન્ત વિભુતા આગળ માણસ કયાં ? અરે ! આખી પૃથ્વીનો રાજા પણ શા હિસાબમાં ? માટે આપણે ધન તથા ભોગોની પાછળ શા માટે ઉન્માદી બનવું ? અને એની પ્રાપ્તિ પર અભિમાની પણ શું કામ થવું ? ૩૬-૩૭





* How big and infinite the universe is ! Pondering over this, one becomes humble, tranquil and patient.

* The magnitude of the universe is measureless. In such a world how little a human being, nay, even a king of the entire earth is ! Hence why should we be hankering or mad after wealth and objects of sensual pleasure ? and why should we be conceited at their attainment ? 36-37





(३८)

दरिद्रत्वेऽपि यस्यास्ति धर्माराधनमक्षतम् ।
स स्वं धनाढ्यं सवेत्ति दैन्यं तस्य सतः कुत ? ॥



* ગરીબ હાલતમાં પણ જેનું ધર્મારાધન નિર્બાધપણે પ્રવર્તે છે તે પોતાને ધનાઢ્ય સમજે છે. એ મહાભાગને દીનતા કેમ હોય ? ૩૮



* Even a poor man whose performance of Dharma uninterruptedly continues, perceives himself to be rich There is no possibility of sorrow for him advanced in wisdom and spirit. 38





(३९)

बहुदुःखी बहूपाधिरल्पोपाधिरनाकुलः ।
सन्तुष्टो निर्धनोऽपीष्टे कर्तुं जनहितं वरम् ॥



* ઘણી ઉપાધિવાળો ઘણો દુઃખી અને ઉપાધિ ઓછી તેમ શાન્તિ વધારે. નિર્ધન છતાં જે સન્તુષ્ટ છે તે જનસેવા વધુ સારી કરી શકે છે. ૩૯



* The more a person's exertions to satisfy his avarice, expand, the more his agony increases, while the person whose such troubles are less, is happy and peaceful. A contented person, though without wealth, can better do service to the people 39





(४०)

त्यागिनो निर्धनस्यापि वदान्यधनिदानतः ।
सुज्ञस्योच्चतरं दानं लोककल्याणकर्मणि ॥



* લોકકલ્યાણની દિશામાં મોટા ઉદાર ધનાઢ્ય મનુષ્યની દાનવૃષ્ટિ કરતાં જેની પાસે કંઇ પૈસો-ટકો નથી એવા સુજ્ઞ પવિત્ર ત્યાગીની દાનધારા ઘણી ચડી જાય. ( મોટા શ્રીમન્ત યા ધરાધીશ કરતાં પવિત્ર ત્યાગી સન્ત જગતનું ભલું વધારે કરી શકે છે.) ૪૦



* Gifts for public good, from a wise and pious man who has no property owing to his renouncement thereof, are much higher than those gifts generously offered by an opulent man [ That is to say, a wise good saint who is free from worldly desires, benefits mankind much more than a rich man or even a paramount king can do ] 40





(४१)

लोकसेवार्पितो धन्यो निःस्पृहः सूनृतव्रती ।
सेवाकार्ये च भूयांसो युज्यन्ते तत्प्रवर्तिते ॥



* જેણે લોકસેવાના સત્કાર્યમાં પોતાની જાતને અર્પણ કરી છે એવો સત્યવ્રતી નિઃસ્પૃહ મનુષ્ય ધન્ય છે. અને એણે પ્રવર્તાવેલા સેવાકાર્યમા પોતાના અન્તરૂના ઉત્સાહથી ઘણા જોડાય છે. ૪૧



* He who has been given away to the best work of public good and who is truthful as well as free from worldly desires, is blessed. And many are zealously devoted to all-serving undertakings started by him. 41





(४२–४३)

गतिभ्यो भिन्नभिन्नाभ्यो वयमत्र समागताः ।
भिन्नभिन्नासु भूमीषु गमिष्यामोऽचिरेण च ॥

लिप्येमहि ततः कुत्र रागेणात्मनिपातिना ? ।
न स्वस्य रागकारायां यन्त्रणं पौरुषोचितम् ॥
(युग्मम्)



* આપણે બધા ભિન્ન–ભિન્ન ગતિમાંથી અહીં આવ્યા છીએ અને થોડા જ વખતમા ભિન્ન–ભિન્ન ગતિમાં ચાલ્યો જવાના.

( પોતપોતાનો સમય આવ્યે બધાને ચાલી નીકળવું જ પડે છે )





તો પછી આપણે ક્યાં, કોના પર આત્માને નીચે પાડ-
નાર રાગ કરી (રાગથી) લેપાવું ? રાગના કારાવાસમાં
પોતાને કેદ કરી દેવો એ મર્દાનગી તો નથી જ. ૪૨–૪૩



* Every one of us has come here from a different birth-place and will depart to a different birth-place in a short time.

* So, to which or to whom are we to be besmeared with illusory attachment which degrades the soul ? It does not behoove a manly person to restrain himself in the prison of attachment. 42-43





(४४)

सर्वेऽल्पकालाः संयोगाः सर्वे स्वार्थपरायणाः ।
न रागीभवनं क्वापि कल्याणाय सुखाय च ॥



* બધા સંયોગો-સંબંધો થોડા જ વખતના છે. સામાન્યતઃ સર્વત્ર સ્વાર્થપરાયણુતાનાં જ દર્શન થાય છે. અતઃ કયાંય રાગબદ્ધ થવું નથી સુખકારક કે નથી કલ્યાણુકારક. ૪૪



* All relative connections are transitory. All are self-seeking So to be subjected to illusory attachment to any, brings on neither welfare, nor happiness. 44





(४५)

रागो हि मोहावरणं विघ्नभूतं सुखस्य तत् ।
यथा यथा तद्विलयः सुखप्राप्तिस्तथा तथा ॥



* રાગ મોહરૂપ આવરણ છે. એ વાસ્તવિક સુખમાં વિઘ્નભૂત છે. એ આવરણ જેમ જેમ ખસે છે, તેમ તેમ અધિક અધિક સુખ પ્રાપ્ત થાય છે. ૪૫



* Raga (attachment) is a veil in the form of Moha which interrupts happiness. The more it is removed, the more happiness is attained. 45





(४६)

व्यावहारिककर्माणि कुर्वाणोऽपि महामनाः ।
अन्तस्तु वर्तमानः स्यात् स्फुरद्वैराग्यभावनः ॥



* મહામના સજ્જન વ્યાવહારિક કાર્યો કરવા છતાં અન્તરમા વૈરાગ્યભાવ ધરાવતો હોય છે. ૪૬



* A wise-minded person even performing worldly affairs, inwardly remains endowed with the good sentiment of dispassion. 46





(४७)

भोजनादीनि कर्माणि कुर्वाणोऽपि सुदृष्टिमान् ।
अनासक्तो जगन्मित्रममतत्वाय कल्पते ।।



* ખાવું-પીવું વગેરે ક્રિયાઓ કરવા છતાં વિવેક-દૃષ્ટિવાળો અને અનાસક્ત તેમ જ બધા પ્રત્યે મૈત્રીભાવ ધરાવનાર મનુષ્ય અમૃતપદનો અધિકારી છે. ૪૭



* He who is discreet, free from undue attachment and friendly to the world, is entitled to the immortal divine state of the soul, eventhough he does actions such as eating etc. 47





(४८)

मन:प्रभुत्वं विभ्राणो दासीभूताक्षमण्डलः ।
दूरेण वर्तते मोहाद् आत्मसौन्दर्यभावनः ॥



* આત્માના વાસ્તવિક સૌન્દર્યની ભાવનામાં જે રમમાણ છે તે પોતાની બધી ઇન્દ્રિયોને પોતાની દાસી બનાવીને પોતાના મન પર સ્વામિત્વ ધરાવતો હોય છે. એવો મહામના માનવ મોહ(રાગ–દ્વેષ)થી દૂર જ હોય છે ૪૮.



* He who is disposed to ponder over the spiritual glory, having kept all his senses under his control, gets mastery over his mind. Such a person is, no doubt, far off from infatuation or attachment. 48





(४९)

छेदाय रागरोगस्य महादु.खविधायिनः ।
राग औषधकल्पः स्याद् देवे सति च निर्मलः ॥



* મહાદુઃખકારક રાગરૂપ રોગને છેદવા માટે પરમાત્મા અને પવિત્ર સંત ઉપરનો નિર્મલ રાગ ઔષધસમાન છે. ૪૯

[ પવિત્ર સંત કે સાધુજન પર ગુણમૂલક રાગ થવો એ સારો છે. કેમકે એ કલ્યાણભાવનાને જાગ્રત્ કરવામાં સહાયક બને છે, અને એ પ્રશસ્ત રાગ કલુષિત રાગને હટાવવામાં ઉપયોગી થાય છે. વિષનું ઔષધ વિષ, તેમ કલુષિત રાગનું ઔષધ પવિત્ર રાગ. ]



* Good and spotless love for God and pious sages or ascetics, serves as a medicine to remove the disease of attachment which is the source of misery. 49

[ Good and unsullied love for pious sages or ascetics, serves to arouse propitious sentiments leading to the path of welfare Pious love becomes useful in discarding evil attachment. As one poison proves a medicine for another poison, so a pious love proves a medicine for an evil love. ]





(५०)

द्वेषस्तु मूर्खताचिह्नं स्वयं द्वेषी सदाऽऽकुलः ।
उदात्तमनसो विश्वे द्वेषो भवति न क्वचित् ॥



* દ્વેષ રાખવો એ મૂર્ખતાનું ચિહ્ન છે. દ્વેષી પોતે પોતાના દ્વેષના દોષે હમેશાં વ્યાકુલ રહે છે. મોટા મનના માણસને જગત્‌મા કોઇ પર દ્વેષ ન હોય. ૫૦



* To cherish hatred ( against others ) is a sign of foolishness, One of hostile attitude, oneself always remains confused because of one's hatred To a noble-minded person, none is an object of hatred in the world 50





(५१)

न द्वेपः म्वस्य लाभाय, प्राय. स्यादन्यहानये ।
परहानिः सुखं यस्य मोहरोगी स कीदृशः! ॥



* દ્વેષ પોતાને કંઈ જ લાભકારક થતો નથી, હા, બીજાને કદાચ હાનિકર્તા થાય છે. પણ બીજાનું નુકસાન કરવામાં જેને આનન્દ જણાય છે તેનો મોહરોગ કેવો ભીષણ! ૫૧



* One's aversion is not advantageous to oneself. It may be perhaps harmful to others Oh ! how terrible is the disease of delusion (Moha) of the man who delights in injuring others ! 51





(५२)

स्वस्मिन् स्वदुर्विचाराणा प्रत्याघात: प्रजायते ।
स्वं पातयति दुर्बुद्धिरन्यपातनतत्पर: ॥



* પોતાના બુરા વિચારોનો પ્રત્યાઘાત પોતા પર પડે છે બીજાને પાડવાની કોશિશ કરનાર, પોતાને પાડે છે. ૫૨



* Evil thoughts cherished against another, redound on one's own self He who is intent on hurling another down, falls down himself 52





(५३)

करोत्यमङ्गलं स्वस्यान्यस्याऽमङ्गलचिन्तकः ।
करोति मङ्गलं स्वस्यान्यस्य मङ्गलचिन्तक. ॥



* જે બીજાનું અનિષ્ટ ચિંતવે છે તે પોતાનું અનિષ્ટ કરે છે જે બીજાનું ભલું ચિંતવે છે તે પોતાનું ભલું કરે છે. ૫૩



* He who thinks ill of others, does ill to himself, he who thinks good of others, does good to himself 53





(५४)

भक्ते स्नेहस्य कारुण्योपक्षयोश्चास्ति पात्रता ।
न भवेद् द्वेषपात्रं तु कोऽप्यङ्गी भुवनेऽखिले ॥



* ભક્તિનું પાત્ર છે, સ્નેહનું પાત્ર છે, કરુણાનું પાત્ર છે અને ઉપેક્ષાનું પાત્ર છે, પણ સમગ્ર વિશ્વમાં દ્વેષ-પાત્ર કોઈ પ્રાણી હોઇ શકે નહિ. ૫૪



* There is an object of devotion, affection, compassion or indifference, but in the whole world there is no embodied being which may be an object of hate. 54





(५५)

पाप: पतति पापेन स्वकीयेनैव दुर्गतौ ।
धिक्कार मा स्म धास्तत्र करुणाभाजने जने ॥



* પાપી પોતાના પાપે જ પડે છે. તેમના તરફ ધિક્કારની વૃત્તિ ન રાખ. કેમકે તેઓ અજ્ઞાનરૂપ માંદગીમા પટકાયેલા હોઈ દયાને પાત્ર છે. ૫૫



* Sinful persons fall down owing to their own sins. Do not cherish hate towards them, since they are pitiable on account of their sickness of ignorance 55





(५६)

स्वकर्मजन्यं शत्रुत्वं जानञ्शत्रोरदोषताम् ।
अपराधि च कर्म स्वं क्षमाशक्त्या जयत्यमुम् ॥



* શત્રુનું શત્રુપણું પોતાના કર્મથી પેદા થયું છે એમ સમજનાર, શત્રુને અપરાધી સમજતો નથી, પણ પોતાના કર્મને જ અપરાધી સમજે છે, અને ક્ષમાશક્તિથી એ કહેવાતા શત્રુને જીતી લે છે. ૫૬



* A wise person who understands that the enmity of his enemy towards him, is owing to his own Karma, does not believe his so-called enemy as guilty, but takes his own Karma so, and wins the heart of his so-called enemy by his power of forbearance 56





(५७)

उप प्रेम बलानीह जगत्यान्तर-निर्मलम् ।
नम्रीभवन्ति सर्वेऽपि पुरस्तस्य महौजसः ॥



* જગત્માં આન્તરિક નિર્મળ પ્રેમ એ સહુથી મોટું બળ છે. બધાં બળો એનાથી ઊતરતાં છે. એ મહાન્ બળની આગળ બધા નમ્ર બને છે. ૫૭



* Sincere and pious love is the best among all the powers in the world. All become humble before the great strength there-of. 57





(५८)

विवेकलोचनोन्मेषसमुज्ज्वलितमानसः ।
सर्वत्र पश्यन्नात्मानं भवेत् सर्वत्र वत्सलः ॥



* વિવેકદૃષ્ટિના વિકાસે જેનું મન ઉજ્જવલ બન્યું છે એ મહાનુભાવ બધામાં પોતાને જોતો હોઈ સર્વત્ર વાત્સલ્યભાવ ધરાવતો હોય છે. ૫૮



* He whose mind has been brightened by the expansion of the eye of discrimtinaion, sees himself everywhere and is affectionate to all 58





(५९)

पश्यति प्राणिमात्रे यः सुमेधाः परमेश्वरम् ।
स एव वेत्ति तं सम्यक् साक्षात्कर्तुं क्षमेत च ।।



* જે સુજ્ઞ જન પ્રાણીમાત્રમાં ઈશ્વરને જુએ છે તે જ ઈશ્વરને યથાર્થરૂપે સમજ્યો છે, અને તે જ ઈશ્વરનો પૂર્ણ સાક્ષાત્કાર કરવા સમર્થ બને છે ૫૯



* He alone who perceives God's existence in every being, has rightly understood Him and will be able to realize Him absolutely. 59





(६०)

ईशभक्तिबलं प्राप्य त्यक्तमोहरसः सुधीः।
निःस्पृहः शांत-सौम्यश्च सदानन्दाय कल्पते ॥



* ભગવદ્ભક્તિનુ બળ પ્રાપ્ત કરી જેણે મોહરસને દૂર કર્યો છે અને શાન્તતા, સૌમ્યતા અને નિઃસ્પૃહતાના સદ્ગુણોને પ્રાપ્ત કર્યા છે એવો મહાભાગ મનુષ્ય શાશ્વત આનન્દનો અધિકારી બને છે. ૬૦



* He who has removed the sentiment of infatuation by virtue of devotion to God and has been serene, gentle and desireless, is fit for the imperishable supreme bliss 60





(६१)

स धन्यः पुण्यजन्मा च यः सच्चेता जितेन्द्रियः ।
उदारहृद् गुणग्राही शान्तोऽन्यकुशलोद्यतः ॥



* તે ધન્ય અને પુણ્યાવતાર છે, જેનું ચિત્ત પવિત્ર તથા સાત્ત્વિક છે અને જે જિતેન્દ્રિય, ઉદારમના, ગુણગ્રાહી, શાંત તેમ જ અન્યના હિતસાધનમાં ઉદ્યત છે ૬૧



* He is blessed and his birth is auspicious and highly successful, who is of a mind noble and pious, who has got mastery over his senses, whose heart is broad and generous, who is an appreciator of others' merits, who is tranquil and who is devoted to doing good to others. 61





(६२)

एवंविधः स्वं सफलं विधाय पुण्यार्जितं मानवजन्म सम्यक् ।
अखण्डशर्माभ्युदयं प्रयाति पुण्यैककर्मा परलोकधाम ॥



* આવો સજ્જન, જેની પ્રવૃત્તિ કેવળ પુણ્યરૂપ છે, પોતાના પૂર્વપુણ્યોપાર્જિત માનવભવને રૂડી રીતે સફલ કરીને પરલોકમાં અખંડ સુખવૈભવને વરે છે. ૬૨



* Such a good person who is endowed with only righteous activities, having well fructified his human birth acquired by the power of previous merit, attains the best grade full of sublime happiness unbroken and endless in the next world 62



# सप्तम–प्रकाशः

## धर्मचक्रम्

## CHAPTER VII

## Spirit of Dharma



(१)

सर्वे सुखीबुभूषन्ति प्रयतन्ते च तत्कृते ।
परन्तु दुःखिनः सन्ति सत्यमार्गविवर्जनात् ॥



* બધા સુખી થવા ઇચ્છે છે અને તે માટે પ્રયત્ન કરે છે, પણ એમ છતાં–દુઃખી છે, કેમકે સુખનો માર્ગ (ખરો માર્ગ) છોડીને અવળે રસ્તે ચાલે છે. ૧



* All wish and try to be happy, yet are unhappy, because they deviate from the right path leading to happiness. 1





(२)

यत्नः साध्यानुकुलश्चेत् सजायेत फलेग्रहिः।
अन्यथा तु भवत्येव निष्फलो दुष्फलोऽथवा ॥



* પ્રવૃત્તિ જો સાધ્યને અનુકૂળ હોય તો સફલતાને વરે છે, નહિ તો–અવળી પ્રવૃત્તિ નિષ્ફલ જાય છે યા બુરું પરિણામ નિપજાવે છે. ૨



* An effort if directed to the aim, fructifies, otherwise becomes fruitless or troublesome only. 2





(३)

अनुकूलेन मार्गेण व्रजन् यातीप्सितं स्थलम् ।
प्रतिकूलेन मार्गेण व्रजन् दूरे भवेत् ततः ।।



* અનુકૂળ ( સાચા ) માર્ગે ચાલનાર ઇચ્છિત સ્થળે પહોંચી જાય છે, જ્યારે અવળે માર્ગે ચાલનાર ઇચ્છિત સ્થળથી દૂર થતો જાય છે   ૩



* He who goes along the right path, reaches his desired place, while walking along a reverse one, he is becoming more remote from his aim  3





(४)

पन्थाः सुखस्य सम्प्राप्तेः सौजन्यमिति निश्चितम् ।
दौर्जन्यं केवलं नानापरिक्लेशनिवन्धनम् ॥



* એ નિશ્ચિત વાત છે કે સુખની પ્રાપ્તિનો માર્ગ સૌજન્ય છે અને દૌર્જન્ય કેવળ અનેકવિધ કષ્ટોને જન્માવે છે. ૪



* The path to happiness is goodness, while wickedness is the source of miseries only This is the fact unanimously admitted 4





(५)

वाग्वर्तनविचाराणां वैमल्ये यत्नशीलता ।
सौजन्यमथ दौर्जन्यमन्यायाचारदुष्टता ।।



* વિચાર-વાણી-વર્તનનો નિર્મલીકરણમાં પ્રયત્નશીલ રહેવું એ સૌજન્ય છે, અને અન્યાય, ઠગાઈ, દગાબાજી, ચોરી, અત્યાચાર એવા દુષ્ટ કામ દૌર્જન્ય છે. ૫



* Goodness signifies to be devotedly diligent in purifying mind, speech and actions Wickedness is involved in committing of injustice, deception, treachery, fraudulence, theft or such any other bad or heinous action. 5





(६)

सम्पद्यते न कल्याण ज्ञानिनो ज्ञानमात्रतः ।
किन्तु तत्फलभूतेन सम्यक्चारित्रतेजसा ॥



* જ્ઞાનીનું કલ્યાણ ફક્ત એના જ્ઞાનથી થઈ શકતું નથી, પણ જ્ઞાનનું ફળ જે સમ્યક્ ચારિત્ર (સમ્યક્ જ્ઞાનના આધાર પર પ્રવર્તમાન જે સમ્યક્ ચારિત્ર) તેનાથી થાય છે. ૬



* He who is possessed of great knowledge, is not able to get his spiritual welfare on the strength of his mere knowledge, but he can obtain that by right conduct originated from right knowledge 6





(७)

अत्यल्पं विश्वपाण्डित्यं विश्वसाम्राज्यशर्म च ।
आत्मशुद्धिभुवोऽभ्यग्रे ज्ञानस्य च सुखस्य च ॥



* આત્મશુદ્ધિમાંથી જે જ્ઞાન અને જે સુખ પ્રગટે છે તેની આગળ જગત્‌ને આવરી લેતું પાંડિત્ય અને વિશ્વના સામ્રાજ્યનું સુખ અત્યંત અલ્પ છે. ૭



* The erudition pervading the universe and the happiness of the sovereignty of the world, stand very low in comparison with the knowledge and the happiness arising from the spiritual purity. 7





(८)

श्रेयःसाधनसारोऽयं स्वाध्यायरससक्तता ।
विचारशुद्धीकरणं सदाचरणता तथा ॥



* કલ્યાણસાધનનો સાર સંક્ષેપમાં આ ત્રણ બાબતોમાં છે. સ્વાધ્યાયપરાયણતા, વિચારનું શુદ્ધીકરણ અને સચ્ચરિત્ર. ૮



* The essence of instruction regarding spiritual welfare is briefly involved in these three things devotion to sacred study, purification of thought and good character. 8





(९)

तत्त्व धर्मस्य सुस्पष्टं मैत्रीभावविकासनम् ।
परोपकारशीलत्वं तथा संयमसाधनम् ॥



* ધર્મનું તત્ત્વ ખુલ્લું છે અને તે છે મૈત્રીભાવનું વિકાસન, પરોપકારશીલતા અને સંયમસાધના. ૯



* What is the essence of Dharma, can be easily and clearly understood. It is developing all-pervading love, being disposed to do good to others and cultivating the virtue of continence 9





(१०)

अस्थिरं भौतिकं सौख्यं तत्र सम्मुह्य नोचितम् ।
सनातनसुखाध्वानं प्रति वैमुख्यधारणम् ॥



* ભૌતિક સુખ સ્થિર નથી, માટે તેમાં મોહિત બની
શાશ્વત સુખના માર્ગ પ્રત્યે વિમુખ બનવું ઠીક નથી. ૧૦



* Material happiness is unsteady, so it is not proper for a person to be affected by illusory attachment to it and consequently to be averse to the path leading to permanent happiness. 10





(११)

एकजन्मविकासेन भाविनिःशेषजन्मनाम् ।
सुखपूर्णत्वनिर्माणं कौशलं परमावधि ।।



* આ એક વર્તમાન જન્મને જ સુધારવામાં આવે તો ભવિષ્યના સમગ્ર જન્મો સુખી થઈ જાય આમ આ વર્તમાન જન્મને સારું અર્થાત્ પવિત્ર બનાવીને—સમગ્ર ભાવી જીવનને સુખસમ્પન્ન બનાવવું એ કુશલતાની પરાકાષ્ઠા ગણાય. ૧૧



* To make all the future lives full of happiness by means of improving or elevating of only this present life, is the climax of cleverness. 11





(१२)

एकजन्मावपातेन भाविभूयिष्ठजन्मनाम् ।
दुःखपूर्णत्वनिर्माणं मूर्खता परमावधिः ।।



* અને આ એક વર્તમાન જન્મને બગાડવામાં આવે તો ભવિષ્યના અસંખ્ય જન્મો દુઃખપૂર્ણ બની જાય. આમ, આ જન્મને બગાડીને ( દુરાચરણથી કલુષિત બનાવીને ) ભાવી જીવનના મહાન્ વિસ્તારને દુઃખની આગમાં પટકવું એ મૂર્ખતાની પરાકાષ્ઠા નહિ તો બીજું શું ? ૧૨



* Is it not the climax of folly to make the future innumerable lives full of misery by degradation of this one present life through immoral deeds ? 12





(१३)

सौजन्यशाली मनुजः सुखीह च परत्र च ।
दुर्जनो हन्ति जन्म स्वं वर्तमानं च भावि च ।।



* સૌજન્યશાલી મનુષ્ય આ લોકમાં અને પરલોકમાં સુખી છે, જ્યારે દુર્જન આ લોક અને પરલોક બન્નેનો ઘાણ વાળે છે. ૧૩



* He who is good, is happy here and hereafter; and he who is wicked, ruins both his lives present and future 13





(१४)

सुखं पुण्योदयाधीनं दु:खं पापोदयोद्भवम् ।
तस्मात् सदा सुखाकाङ्क्षी पुण्यकार्यपरो भवेत् ।।



* સુખ પુણ્યોદયથી છે અને દુઃખ પાપોદયથી. માટે સતત સુખી રહેવાના અભિલાષીએ સતત સત્કર્મશીલ રહેવું ઘટે. ૧૪



* Happiness and misery are dependent upon the rise of merit and demerit respectively So a person desirous of permanent happiness, should always be devoted to doing meritorious acts 14





(१५)

न्याय्योद्यमश्च सन्तोषी परोपकृतितत्परः ।
उदार. सहनो धीरः सत्कर्माऽस्ति सदा सुखी ॥



* ન્યાયનીતિથી ઉદ્યમ કરનાર, સન્તોષી, પરોપકાર-પરાયણ, ઉદાર, સહિષ્ણુ, ધીર અને સત્કર્મશીલ મનુષ્ય હમેશાં સુખી છે. ૧૫



* He is always happy who is honestly diligent, contented, devoted to benevolence, generous, enduring, courageous (or steadfast) and disposed to do good deeds. 15





(१६)

उत्कटे दुःख आयाते प्रपत्तव्या सुमेधसा ।
आलम्ब्य परमात्मानं शरणं धर्मभावना ॥



* ઉત્કટ દુઃખ આવતાં સુજ્ઞ જને [ યોગ્ય ઉપાય લેવા સાથે ] પરમાત્માનું આલંબન લઇ ધર્મભાવનાનું શરણુ ગ્રહણુ કરવું. ૧૬



* At the approach of calamity, one having resorted to God, should take refuge with the auspicious reflection on Dharma





(१७)

शान्तितः शक्यते सोढुं दुःखं धर्मविभावनात् ।
व्यपैति दुःखं पापं च पुण्यं चासाद्यते ततः ॥



* ઉપસ્થિત દુઃખ ધર્મભાવનાના બળે શાન્તિથી સહન કરી શકાય છે; અને એથી દુઃખ તથા પાપનો અન્ત આવે છે તેમ જ પુણ્યસમ્પત્તિનું ઉપાર્જન થાય છે ૧૭



* The present misery can be quietly endured by virtue of good reflections on Dharma, and hence misery as well as sin comes to an end and also merit is earned 17





(१८)

महद् बलं धर्मविभावनाबलं
धैर्यं समायाति ततः समुन्नतम् ।
सहिष्णुता तेन ततश्च चेतसः
स्थैर्यं ततो ध्यानमुदेति चोत्तमम् ॥



* ધર્મભાવનાનું બળ મોટું બળ છે. એથી ધૈર્ય આવે છે, ધૈર્યથી સહિષ્ણુતા આવે છે અને સહિષ્ણુતાથી ચિત્તની સ્થિરતા પ્રાપ્ત થાય છે. ચિત્તની સ્થિરતા પ્રાપ્ત થતાં ઉત્તમ ધ્યાનમાં સ્થિર થઇ શકાય છે. ૧૮



* The good reflection on Dharma is a great power which arouses courage and courage engenders the strength of forbearance whereby is found the steadiness of mind whereupon can be accomplished good meditation 18



# अष्टम-प्रकाशः

## विवेकः

## CHAPTER VIII

## Discrimination



(१)

यादृशेनैव भावेन कार्यमातनुते जनः ।
अशुभं वा शुभं वापि फलं प्राप्नोति तादृशम् ॥



* માણુસ જેવા શુભ કે અશુભ ભાવથી કામ કરે છે તેવું શુભ કે અશુભ ફળ પામે છે. ૧



* A person acquires the good or bad fruit of his action according to his good or bad attitude of mind in doing it. 1





(२)

तस्मान्निजमनोभावो रक्षणीयः सदा शुभः।
विवेकस्य च योगेन शुभत्वं तस्य वर्तते ॥



* માટે પોતાનો મનોભાવ હમેશાં શુભ રાખવો. અને મનોભાવનું શુભપણું વિવેક પર આધારિત છે એ ધ્યાનમાં રાખવું ઘટે. ૨



* Therefor a person should always keep his attitude of mind good, but it should be borne in mind that its goodness is dependent upon the discriminative faculty 2





(३)

शुभत्वं निर्विवेकस्य मनोभावस्य नो भवेत् ।
यागादौ पशुहिंसायां पशूत्कर्पस्पृशो यथा ॥



* વિવેકહીન મનોભાવ શુભ નથી દાખલા તરીકે, યજ્ઞાદિની પશુહિંસામાં મનોભાવ પશુનું હિત કરવાનો હોય તો યે તે અજ્ઞાનથી ભરેલો હોઈ અશુભ જ છે. ૩

[ વિચારમાં બીજાનું ભલું કરવાની વૃત્તિ હોય, પણ એ વિચાર સમજ યા વિવેક વગરનો હોઇ બીજાનું અહિત કરનાર અથવા બીજાને ઘાતક થતો હોય તો તે કહેવાતી સારી ભાવના ખરી રીતે સારી નથી, પણ અશુભ છે. આમ ઉપલક નજરથી સારી લાગતી ભાવના વાસ્તવમાં બુરી પણ હોઈ શકે છે અને એનો અમલ અનિષ્ટકારક થાય છે. એ જ પ્રમાણે, ભાવના બુરી હોય, પણ એનાથી થતું કામ બીજાના લાભમાં આવે તો યે તે બુરી ભાવના બુરી જ ભાવના છે અને પાપાસ્પદ છે. ]





* If the attitude of mind is devoid of wisdom, it is not good. As for instance, at sacrificial or such other rites or ceremonies when an animal is killed, the disposition of mind is not good, eventhough the mind has the idea that the animal is being led to rise by means of such a sacrifice there-of The reason is clear that such an idea is wrong, full of ignorance or misleading

3





(४)

विवेकेन विना ज्ञानं विवेकेन विना तपः ।
विवेकेन विना धर्मो न भवेत् कुशलास्पदम् ।।



* વિવેક વિનાનું જ્ઞાન, વિવેક વિનાનું તપ, વિવેક વિનાનો ધર્મ કલ્યાણકારક થતાં નથી. (સર્વત્ર વિવેકનું પ્રાધાન્ય છે.) ૪



* Knowledge, austerities and religious practices, if devoid of wisdom or discrimination, never prove auspicious. 4





(५)

कर्मबन्धो मनोऽधीनो वाग्देही तत्सहायकौ।
विवेकोज्ज्वलितं चित्तं सम्पाद्य कुशलाय तत् ॥



* કર્મબન્ધ મનને અધીન છે. વચન અને શરીર એમાં મનને સહાયક બને છે. માટે વિવેક વડે ચિત્તને ઊજળું રાખવું. કેમકે કલ્યાણલાભનો આધાર એવા મન પર જ છે. ૫



* The bondage of the soul with Karma depends on the mind, to which the activities of body and speech, are almost helpful in the bondage. So in order to gain welfare the mind should be rendered and kept purified with discretion 5





(६)

अशुद्धचित्ताद् वाग्देहौ प्रवर्तेते अशुद्धिकौ।
शुद्धचित्ताच्च तौ शुद्धौ सर्वानुभवसम्मतम् ॥



* ચિત્તની અશુદ્ધ સ્થિતિમાં વચન અને શરીરની પ્રવૃત્તિ પણ અશુદ્ધ બને છે, અને ચિત્તની શુદ્ધ સ્થિતિમાં વચનપ્રવૃત્તિ તથા શરીરપ્રવૃત્તિ શુદ્ધરૂપે વર્તે છે. આ બધાના અનુભવની વાત છે. ૬



* It is well-known to all that the mind being impure, the activities of body and speech too become impure, and the mind being pure, they too become pure. 6





(७)

शरीरवचसी चित्ते विवेकविमले सति ।
अनिवार्यसमारम्भे अपि स्यातामदूषिते ॥



* ચિત્ત વિવેકના બળે નિર્મળ હોતા વચન યા શરીર દ્વારા કોઈ સદોષ પ્રવૃતિ અનિવાર્ય કર્તવ્યરૂપે કરવી પડે, કરવામાં આવે તો તે દોષિત થતી નથી. ૭



* The mind being purified with discrimination, the body and the speech remain faultless eventhough they have exceptionally and inevitably to do such deeds as are generally or ordinarily prohibited. 7





(८)

सदोषमपि तत् कुर्याद् यत्र दोषाद् गुणोऽधिकः ।
विचार्य लाभालाभौ हि विदधीतोचितं सुधीः ॥



* જેમાં દોષ કરતાં ગુણ અધિક હોય તે સદોષ પણ કાર્ય કરવું. સમજુ માણસ લાભ-અલાભનો વિચાર કરી ઉચિત (લાભનું) કામ કરે. ૮



* One should perform that act which is more virtuous than faulty. [ It is desirable and advisable to perform that act where gain preponderates over loss ] It is the nature of a wise person that pondering over the gain and the loss, he does such an act as deserves to be done 8





(९)

*ऊचे चोत्पद्यतेऽवस्था देशकालामयान् प्रति ।
यस्या कार्यमकार्य स्यात् कर्म कार्यं च वर्जयेत् ।।



* કહ્યું છે; દેશ કાળ અને રોગને અંગે એવી પરિસ્થિતિ ઉત્પન્ન થાય છે, જ્યારે સામાન્યતઃ નિષિદ્ધ હોય તે કરવું પડે છે, અને કરવા યોગ્ય હોય તે મૂકી દેવું પડે છે. ૯



* It is also said ( in the Charakasamhita ) : Due to a place, time and disease such circumstances happen to come when what is unworthy to be done, has to be done, and what is worthy to be done, has to be avoided 9

---

* આ આખો શ્લોક ચરકસંહિતા, અન્તિમ સિદ્ધિસ્થાન, બીજો અધ્યાય, નંબર ૨૬ ઉપર છે, જેનું પ્રથમ ચરણ 'उत्पद्यते हि सावस्था' છે, જે અહીં 'ऊचे चोत्पद्यतेऽवस्था' એ પ્રમાણે મૂકવામાં આવ્યું છે.

આ શ્લોક હરિભદ્રસૂરિના ૨૭મા અષ્ટકના પાંચમા શ્લોકની વૃત્તિમાં જિનેશ્વરસૂરિએ, બૃહત્કલ્પની ટીકામાં (ચોથા ભાગના ૯૩૬મા પૃષ્ઠમાં) મલયગિરિએ અને હેમચન્દ્રાચાર્યની દ્વાત્રિંશિકાના ૧૧મા શ્લોક પરની ટીકા સ્યાદ્વાદમંજરીમાં મલ્લિષેણસૂરિએ ઉદ્ધૃત કર્યો છે.





(१०)

इयं च सापेक्षदृशोऽप्युदाहृति-
विवेकतोऽमूमवलम्ब्य बुद्धिमान् ।
समन्वयं भिन्नमतेषु साधयन्
मनुष्यसेवासुकृतं समर्जति ॥



* આ સાપેક્ષદૃષ્ટિનું ( અનેકાંતદૃષ્ટિનું ) પણ સ્પષ્ટ ઉદાહરણ છે. આ વ્યાપક દૃષ્ટિનું વિવેકપૂર્વક અવલંબન લઈ સુજ્ઞ સજ્જન ભિન્ન-ભિન્ન મતો વચ્ચે યોગ્ય સમન્વય સાધી શકે છે, અને એમ કરીને એ લોકસેવાનું ઉત્તમ પુણ્ય ઉપાર્જે છે. ૧૦



* This is also a distinguished example of the relative or many-sided ( Anekanta ) view, in exact accordance with which a prudent man can make a proper reconciliation between different or apparently contradictory views and by doing so he earns the best merit of human service 10



# नवम–प्रकाशः

## उदात्तता

## CHAPTER IX

## Nobility



(१)

देहेन भाव्यं दीपेन श्रेयोमार्गप्रकाशिना ।
न तु दौर्गत्यनिर्मातृतमोवृद्धिविधायिना ॥



* આપણો દેહ કલ્યાણમાર્ગનો પ્રકાશ વેરે એવો દીવો બનવો જોઇએ, નહિ કે દુર્ગતિના દુઃખો સર્જે એવા તમસ્‌ને વધારનારો. ૧



* 'Our body should be a lamp spreading the light illuminating the path to welfare, but should not be a means for increasing the terrible darkness (in the form of ignorance, infatuation and misconduct) creating a distressful grade. 1





(२)

दोषदर्शनमन्येषां कदमस्पर्शनं खलु ।
गुणदर्शनमन्येषामात्मदर्शनभूमिका ॥



* બીજાના દોષ જોવા એ એના કાદવને ચુંથવા જેવું છે અને બીજાના ગુણનું દર્શન એ આત્મદર્શનની ભૂમિકા છે. ૨



* Finding faults with others is tantamount to sporting in their dirt, and appreciating the virtues of others is, indeed, the way to the realization of the soul. 2





(३)

स्वदोषमार्जनाकार्यतत्परः स्याज्जनो यदि ।
तदाऽन्यदोषवीक्षाया सावकाशो भवेत् कुतः ? ॥



* પોતાના દોષોના માર્જનમાં માણુસ જો તત્પર બને તો બીજાના દોષ જોવાની પંચાતમાં પડે જ નહિ, પડવાનો વખત જ એને મળે નહિ. ૩



* If a person be engaged in cleaning his faults, whence would he find leisure to find faults with others ? 3





(४)

चित्रं नानाद्यविद्याना दोपवत्वे शरीरिणाम् ।
तन्निरासप्रयासस्तु स्तुत्यो नवपदक्रमः ।।



* પ્રાણીઓ અનાદિ અવિદ્યાથી ઘેરાયેલા હોઇ તેમનામાં દોષો હોય અથવા દોષો ઉદ્ભવે એમાં આશ્ચર્ય નથી, પણ દોષોને દૂર કરવાનો પ્રયત્ન કરવો એ જ જીવન-પ્રકરણમાં નવું પગલું ભર્યું ગણાય, જે એવું સ્તુત્ય છે કે એનાથી વધુ રૂડુ બીજું શું હોઈ શકે ? ૪



* As all embodied beings are enshrouded by delusion from time beginningless, it is quite probable for them to be affected by faults, and that is not astonishing, but it is, indecd, calculated a new step commenced in the sphere of life to be diligent in discarding them (faults), which is most admirable and than which nothing is better or more auspicious 4





(५)

अतो दोषवता दोषाः करुणाविषयः खलु ।
प्रमोदस्य प्रशस्तेश्च विषयो गुणिनां गुणाः ॥



* માટે દોષવાળાઓના દોષો કરુણાનો વિષય છે અને ગુણી જનના ગુણો પ્રત્યે આપણે પ્રમુદિત થઈએ અને પ્રશંસા અર્પીએ. ૫



* So the faults of the faulty are an object of compassion, while the virtues of the virtuous are an object of delight as well as eulogy. 5





(६)

शक्यं चेत् प्रतिबोद्धव्यो दोषवानर्हया गिरा ।
उचिता न पुनस्तस्य यत्र-तत्रावहेलना ।।



* દોષવાળા માણસને, શક્ય હોય તો યોગ્ય શબ્દોથી સમજાવી શકાય, પણ જ્યાં-ત્યાં દુષ્ટ ભાવથી તેની અવહેલના કરવી ઉચિત નથી. ૬



* One may, if it is possible, persuade a faulty man to improve morally by proper instruction, but to revile him with evil mind here and there, is not becoming 6





(७)

दुर्जनोद्बोधनामार्गो नहि तं प्रति धिक्कृतिः ।
परन्त्वान्तरसद्भावपूर्वकं प्रतिबोधनम् ।।



* દુર્જનને સમજાવવાનો માર્ગ તેના તરફ ધિક્કાર સેવવામાં નથી, પણ આન્તરિક સદ્ભાવપૂર્વક તેને સમજણ આપવામાં છે. ૭



* The way of improving a wicked man is not hateful behaviour to him, but it is advising him with goodmindedness 7





* સંન્યાસ એટલે નિષ્ક્રિયતા નહિ, પણ સત્કર્મ-શીલતા, જે સ્વયં પ્રકાશમાન હોવા સાથે બીજાઓને પણ પ્રકાશ આપે છે. ૧

* સંન્યાસી લોકોના અજ્ઞાનતિમિરને ભેદતો તેમને અભ્યુદયના માર્ગ પર ચડાવે છે એ વિશ્વકલ્યાણની ભાવનાવાળો હોઈ તેની લોકહિતપ્રવૃત્તિ વ્યાપક હોય છે. ૨

* શ્રેયોવિહારી અને લોકહિતાવહ—સત્કર્મશીલ એવા સાધુઓ પોતાની સાધુતાને દીપાવે છે અને સાથે જ માનવ-જગત્‌ને સુખરૂપ બને છે. ૩





* Samnyasa ( asceticism ) is not inactivity, but it is disposition to do good, noble and auspicious actions, which being shining of its own accord, also enlightens others. 1

* A Samnyasi ( ascetic ) desirous of good of the universe, dispelling the darkness of ignorance of the people, directs them towards the path of advancement 2

* Monks or ascetics who are engrossed in the auspicious performance of spiritual welfare and whose activities are beneficial to mankind beautify their monk-life and lead the people to the path to happiness 3





(८)

असाध्यबोधा मनुजा भवन्ति
सतां प्रयत्नैरपि धीनिधीनाम् ।
सन्तस्तमस्तद् विकटं विभाव्य
महाशयास्ते न चलन्ति साम्यात् ॥



* એવા પણ માણસો હોય છે કે જેમને પ્રજ્ઞામૂર્ત્તિ સન્તોના પ્રયત્નોથી પણ બોધ લાગતો નથી, છતાં એ મહાનુભાવ સન્તો તે માણસોનું એ વિકટ તમોબળ સમજીને પોતાના સમભાવથી ચલિત થતા નથી ૮



* There are even such as cannot be enlightened even by attempts of saints possessed of wisdom and knowledge of the best kind, yet those high-minded saints do not swerve from their equanimity of mind, having perceived their terrible ignorance 8



# दशम–प्रकाशः

## CHAPTER X

## सम्यग्दर्शनम्

## Right Understanding



(१–२–३)

निष्क्रियत्वं न सन्यासः किन्तु सत्कर्मशीलता ।
स्वयं प्रकाशमाना हि प्रकाशयति या परान् ॥
अज्ञानतिमिरं भिन्दन् जनानभ्युदयाध्वनि– ।
नियोजयति सन्यासी जगत्कुशलभावनः ॥
लोककल्याणकर्माणः सन्तः श्रेयोविहारिणः ।
शोभयन्ति स्वसाधुत्वं नृलोकं सुखयन्ति च ॥





(४-५-६-७)

साम्प्रदायिकसम्मोहो हेयस्त-त्वविवित्सुना ।
मूढस्य शास्त्रं शस्त्रं स्याच्छ्रेयस्कारि च मन्मतेः ॥

कुर्यादपक्षपातेन धर्मग्रन्थपरीक्षणम् ।
यत् स्यादसंगतं तत्र श्रेयोर्थी तत् परित्यजेत् ॥

समुज्झति त्वचं बीजं खादन् स्वादुफलं यथा ।
अधीयानस्तथा धर्मग्रन्थान् दध्याद् विवेकिताम् ॥

यथा निजनिकेतस्याऽवस्करः समपास्यते ।
तथा स्वधर्माऽऽपतितं त्यजेदनुपपन्नकम् ॥





* તત્ત્વજિજ્ઞાસુએ સામ્પ્રદાયિક મોહથી દૂર થવું ઘટે. મૂઢ માણસને શાસ્ત્ર શસ્ત્ર બને છે. સદ્બુદ્ધિશાલી મનુષ્ય શાસ્ત્રને યથાર્થરૂપે જાણવા–સમજવા પ્રયત્ન કરે છે અને શાસ્ત્રનો કલ્યાણભૂત સાર પામે છે. ૪

* નિષ્પક્ષપણે પોતાની ધર્મ–પરંપરા અને ધર્મ–ગ્રન્થનું પરીક્ષણ કરવું, અને એમાં અસંગત હોય તે ત્યજી દેવું. ૫

* (સંતરાં વગેરે) સારાં સ્વાદિષ્ટ પણ ફળ ખાતાં જેમ તેની છાલ અને બીને ફેંકી દેવાય છે, તેમ ધર્મ-ગ્રન્થનું અધ્યયન કરતા પોતાની વિવેકબુદ્ધિનો ઉપયોગ કરવો ઘટે. ૬

* જેમ સહુ કોઈ પોતાના ઘર પર મમત્વ રાખવા છતાં ઘરના કચરા પર મમત્વ નથી રાખતા અને એને બહાર ફેંકી દે છે, તેમ પોતાના ધર્મસંપ્રદાયમાં પણ જે અયુક્ત આવી ગયુ હોય તે ત્યજી દેવાનુ. ૭





* He who wishes to know truth, should avoid sectarian infatuation or bigoted orthodoxy in regard to his religion and indiscriminate adherence to it A scripture proves as a weapon to him who is ignorant, whereas a wise man tries to know and understand it rightly and is enabled to gain the scriptural essence leading to auspiciousness 4

* One should examine one's own system of religion and religious scriptures with impartial attitude and shun inappropriate usages which have crept in therein (during the long course of time). 5

* As a man while eating a sweet fruit, shuns its rind and seed, so one studying religious scriptures, should use one's discriminative intellect, 6

* Every person though loving his house, throws away its refuse, so a person though loving his religion, should discard inappropriate usages which have crept in there-in. 7





(८-९)

रोचते हि मनुष्येभ्य. कर्तृत्वं परमेशितुः।
तेन रूपेण ते भक्त्या त गायन्ति स्तुवन्ति च ।।
तद्रूपेणापि त श्रित्वा स्वचारित्रोज्ज्वलीक्रिया ।
यदि निर्मीयते तर्हि श्रेयो हि तदुपासनम् ॥



* ઈશ્વરનું કર્તૃત્વ (ઘણા) માણુસોને ગમે છે, અને તેઓ ભક્તિથી તેને તે રૂપે ગાય છે અને સ્તવે છે. ૮

* તે રૂપે પણ તેની ઉપાસના કરીને પોતાના ચારિત્રની વિશુદ્ધિ કરવામાં આવે તો તે ઉપાસના શ્રેયસ્કર જ છે. ૯



* The people like the Creatorhood of God and devotedly sing and praise Him as such. 8

* If God even as such is resorted to and thereby one's conduct is purified, this devotion too is, no doubt, auspicious 9





(१०)

ज्ञानस्य भक्तेस्तपसः क्रियायाश्च प्रयोजनम् ।
शोधनाच्चित्तवृत्तीनामात्मकल्याणसाधनम् ॥



* જ્ઞાન, ભક્તિ, તપ અને ક્રિયા એ બધાનું એક-માત્ર પ્રયોજન ચિત્તની વૃત્તિઓના સંશોધન દ્વારા આત્મકલ્યાણ સાધવું એ છે. ૧૦



* The sole object of knowledge, devotion, austerities and religious rites, is the achievement of spiritual well-being through the purification of mind. 10





(११)

भक्तिर्माता पिता ज्ञानं चारित्रं तनयस्तयोः ।
भक्तिर्हि वन्ध्या चारित्रप्रसवेन विना मता ॥



* ભક્તિ માતા છે, જ્ઞાન પિતા છે અને ચારિત્ર એમનો પુત્ર છે. ચારિત્રને જન્મ ન આપે એ ભક્તિ વન્ધ્યા છે. ૧૧



* Worship and knowledge are the parents of good conduct Worship if unable to give birth to good conduct, is barren 11





(१२-१३)

जना अर्चन्ति यान् देवान् द्रविणाद्युपलब्धये ।
वीतरागं समर्चन्ति तेऽपि भक्त्या प्रभूतया ॥
इत्थं महिम्नो देवानां महैश्वर्यभृतामपि ।
वीतरागस्य माहात्म्यं वर्तते सुमहत्तरम् ॥
(युग्मम्)



* જગતના માણસો ધન વગેરેની પ્રાપ્તિની પોતાની ઇચ્છા પૂરી કરવા માટે જે દેવોને પૂજે છે તે દેવો પણ વીતરાગ માનવને પૂજે છે-ઘણા ભક્તિભાવથી. આમ, મહાન્ ઐશ્વર્યના ધારક દેવો કરતાંય વીતરાગ માનવનું માહાત્મ્ય ઘણું મોટું છે ૧૨-૧૩





[ બાહ્ય અને આત્મિક એમ બે પ્રકારની સમ્પત્તિઓમાં આત્મિક સમ્પત્તિ ઊંચી (પરમ ઉચ્ચ) છે એના શિખરને સર કરવું એનું જ નામ વીતરાગતા, અને એ જ સાચું ઐશ્વર્ય, એ જ પારમેશ્વરી સ્થિતિ. ]



* Persons worship gods in order to gain wealth and the like, but those very gods worship a dispassionate man with great devotion Thus the greatness or grandeur of a passionless man is much higher than that of even gods 12-13





(१४-१५)

वीतरागमुपस्थातुर्भवेद् रागनिवारणम् ।
यथाऽनलमुपस्थातुर्भवेच्छीतनिवारणम् ॥
कल्याणसाधनं भक्तिर्वीतरागेऽप्यतुष्यति ।
अशुभायाऽवमानश्च वीतरागेऽप्यरुष्यति ॥



* વીતરાગની ઉપાસનાથી રાગનું નિવારણ થવા પામે છે, જેમ અગ્નિના સાન્નિધ્યમાં ઉપસ્થિત થવાથી શીતનું નિવારણ થાય છે તેમ. ૧૪

* વીતરાગ દેવ રાગદ્વેષરહિત હોવાથી તુષ્ટ કે રુષ્ટ થતો નથી, છતાં, અર્થાત્ વીતરાગદેવ તુષ્ટ નથી થતો તો યે તેના પરની ભક્તિ કલ્યાણકારી બને છે; અને તેનું અપમાન, તે રુષ્ટ નથી થતો તો યે અનિષ્ટકારક નીવડે છે. (કેમકે મનનું શુભત્વ શુભપરિણામી અને અશુભત્વ અશુભપરિણામી બને છે.) ૧૫





* As by standing near fire one's cold disappears, so by attending upon the dispassionate One, one's illusory attachment goes on decreasing. 14

* Devotion to the passionless. One is the cause of welfare though He is not pleased, similarly, disrespect towards Him is the cause of evil, though He is not displeased.

[ It is the mind that makes good or ill It being good, good is made, it being evil, evil is made ] 15





(१६)

वीतराग उपास्येत वीतरागीबुभूक्षुणा ।
रागो हि रागितो वीतरागता बीतरागतः ॥



* વીતરાગ બનવાના અભિલાષીએ વીતરાગને ઉપાસવો ઘટે કેમકે રાગીના સંસર્ગે રાગ પોષાય અને વીતરાગના સત્સંગે વીતરાગતાનો અભ્યાસ થાય. ૧૬



* One who wishes to be passionless, should worship the passionless One, since by the company of an impassioned one, passion is increased, while by attending upon the dispassionate One, the way leading to the dispassionate status, becomes easy. 16





(१७)

वीतरागमतोष्टारमपि यो भजतो भवेत्- ।
भावोल्लासस्तत. पुण्यादिष्टलाभोऽपि जायते ॥



* 'વીતરાગ દેવ તુષ્ટ થતો નથી, તો ચે તેના ઉપાસકને તેની ભક્તિનો ભાવોલ્લાસ જે પ્રાપ્ત થાય છે તેના પુણ્ય-બળે તેને પોતાનુ અભીષ્ટ પણ પ્રાપ્ત થાય છે. ૧૭



* A person's wishes are also crowned with success on account of the merit accruing from his excellent devotion to the dispassionate One though He is not pleased 17







(१८-१९-२०)

न हानिः सच्चरित्रस्य परलोको भवेन्न चेत् ।
सुखप्राप्तिः सदा तत्र परलोको भवेद् यदि ।।
दुर्गतिदुश्चरित्रस्य परलोको भवेद् यदि ।
सुखं नेहाप्यसद्वृत्ते परलोको भवेन्न चेत् ।।
उपयोग्येव सद्वृत्तं परलोकोऽस्तु मा स्तु वा ।
सुखं संपद्यते तस्मादैहिकं पारलौकिकम् ।।



* જો પરલોક ન હોય તો એથી સદાચરણશીલ મનુષ્યને કોઈ હાની નથી, કંઈ ગુમાવવાનું રહેતું નથી; બલ્કે એને એના સચ્ચરિતના પ્રભાવે અહી આરોગ્ય તેમ જ યશ, પ્રતિષ્ઠાના લાભ જ છે. અને પરલોક હશે તો એ ત્યાં વિશેષતઃ સુખી થવાનો. ૧૮





* અને પરલોક હોતાં દુરાચરણી માણસનું તો આવી જ બનવાનું-એની ઘોર દુર્ગતિ થવાની; અને જો પરલોક નહિ હોય તો યે એ આ જિન્દગીમાં પણ એના સ્વચ્છંદતાના દોષે સુખી નહિ થવાનો. ૧૯

* પરલોક હોય કે ન હોય, સદાચરણીપણું હમેશાં ઉપયોગી જ છે. એનાથી અહીં સુખ અને પરલોક હોતાં ત્યા પણ સુખ. ૨૦

[ સદાચરણીપણુ આ લોકમાં (વર્તમાન જિન્દગીમાં) પણ વ્યક્તિગત લાભ તેમ જ સામાજિક સ્વાસ્થ્ય માટે કેટલુ ઉપયોગી અને કેવું સુખરૂપ છે એ સમજી શકાય એવી વાત છે ]





* If there be not rebirth, a well-conducted person is not at any loss. ( Owing to his goodness he would always enjoy renown and health peace and happiness. ) And if there be rebirth, that person will be permanently happy in the next world by the good character preserved by him in his present life. 18

* And, on the other hand, if there be rebirth, the person who is ill-conducted, will fall into a terrible abyss of misery. And if there be not rebirth even then the person without improving his character cannot be happy in his present life 19

* Rebirth may exist or may not, good character is always completely useful. It leads to happiness here as well as here-after. 20

[ It is easy to understand how useful good character is in the achievement of well-being individual as well as social ]





(२१-२२-२३)

रागद्वेषादिदोषाणा हिंसाऽलीकादिपाप्मनाम् ।
निषेधमादिशत्, साम्यशमादिगुणपोषकम् ।।

सत्यसंयमसौहार्दपरोपकृतिदेशकम ।
शास्त्र स्यान्मोहरोगघ्न मोक्षमार्गप्रकाशकम् ।।

ईदृगालम्बमानस्य शास्त्रं कल्याणभावना- ।
उदेति याति वृद्धि च स्याच्च जन्मकृतार्थता ।।

(त्रिभिर्विशेषकम्)





* શાસ્ત્ર તે છે જે રાગદ્વેષ આદિ દોષો અને હિંસા અસત્ય આદિ પાપોને નિષેધ ફરમાવતું હોય, સમત્વ, શમ આદિ ગુણોનું પોષક હોય,

સત્ય, સંયમ, સૌહાર્દ, પરોપકારનું ઉપદેશક હોય અને મોહ-રોગ પર પ્રહાર કરનારું હોય, તેમ જ મોક્ષમાર્ગનો પ્રકાશ કરનારું હોય. આ શાસ્ત્ર છે
૨૧-૨૨

* એના આ પ્રકારના ઉપદેશ પ્રમાણે જે ચાલે છે તેનામાં કલ્યાણભાવના જાગ્રત્ થાય છે અને વૃદ્ધિ પામે છે, અને તેની કલ્યાણયાત્રાના પરિણામે તેનો જન્મ કૃતાર્થ થાય છે. (તે દુઃખસાગર તરી જાય છે અને શાશ્વત કલ્યાણધામ પ્રાપ્ત કરે છે.) ૨૩





* Shastra is that which enjoins to avoid vices such as attachment, aversion etc., as well as sins -injury, falsehood etc, which corroborates the virtues of equanimity, tranquillity etc., which advises truthfulness, continence, friendship and benevolence, and which strikes the disease of Moha ( infatuation ) and also brings to light the path to Beatitude. 21-22

* In the heart of the person who follows such a Shastra, arise good auspicious reflections and they go on increasing, and consequently his course of life being exemplary in righteousness, his birth reaches the top of success 23





(२४)

अनुदारमना न स्यात् परधर्मानुयायिनि ।
सिद्धान्ता मूलभूतास्तु सर्वत्रापि चकासति ।।



* અન્ય ધર્મના અનુયાયી તરફ અનુદાર (સંકુચિત) ન બનીએ. ધર્મના મૂળભૂત સિદ્ધાંતો તો બધા ધર્મોમા વર્ણવાયા છે. ૨૪



* Do not be narrow-minded towards the followers of other religions. In every religion are described the same fundamental principles of Dharma. 24





(२५)

चेत क्रियेत मनोभेदो जात्यन्तर-मतान्तरैः ।
न कुत्रापि भवेदैक्यं द्वयोरपि मनुष्ययो. ॥



* જો બીજા સાથે તેના જાતિભેદ અથવા મતભેદને કારણે મનભેદ કરીએ તો ક્યાંય-બે માણસોમાં (બે મિત્રો કે બે ભાઈઓમાં) પણ ઐક્ય થઈ શકશે નહિ. -૨૫



* If we assume hostile attitude towards others owing to their being different in caste or raligion (or thoughts), then nowhere will be done unity—not even between any two men 25





(२६)

मतभेदे मनोभेदो नहि सौजन्यलक्षणम् ।
सौमनस्यं विपक्षेऽपि विवेकिचरितोचितम् ।।



* મતભેદના કારણે મનભેદ રાખવો એ સૌજન્ય ન ગણાય મતિભિન્નતાવાળા સાથે પણ સૌમનસ્ય ધારણ કરવું એ જ વિવેકોચિત આચરણ છે. ૨૬



* It is not a sign of goodness to be adverse towards a holder of different views. The wise are noble-minded even towards the opponent 26





(२७)

निर्गत्य भिन्नभिन्नोर्व्या लीयन्ते सरितोऽम्बुधौ ।
भिन्नभिन्नास्तथा धर्माः परं सत्यं विशन्ति हि ॥



* નદીઓ જુદા જુદા પ્રદેશમાંથી નીકળી સમુદ્રમાં લીન થાય છે, તેમ ભિન્ન-ભિન્ન રીતે નીકળેલા ભિન્ન-ભિન્ન ધર્મસમ્પ્રદાયો પરમ સત્યમાં સમાવિષ્ટ થાય છે. ૨૭



* As the rivers having come out from different places embrace the ocean, so different religions which have come out by different ways are absorbed in the supreme truth 27





(२८)

उत्पश्यतां सतां साम्याञ्जनपूरितचक्षुषा ।
प्रायेण सुलभो भिन्नशास्त्रार्थानां समन्वयः ॥



* સમત્વરૂપ અંજનથી પૂરિત દૃષ્ટિથી નિરીક્ષણ કરનાર સજ્જનોને ભિન્ન-ભિન્ન શાસ્ત્રોના ઉપદેશોનો મેળ બેસાડવો પ્રાયઃ સુલભ છે. ૨૮



* If people examine with the eye besmeared with the collyrium of balanced judgment, they will realize that it is almost easy to reconcile different Shastras 28





(२९)

यत्र यत्र शुभं पश्येत् तत्र कुर्यात् तदादरम् ।
यत्र यत्राशुभं पश्येत् तत्रोदासीनता धरेत् ॥



* જ્યાં જ્યાં શુભ-સારું દેખાય ત્યાં તેટલે અંશે આદર રાખવો ઘટે, અને જ્યાં અનુચિત દેખાય ત્યાં તેટલે અંશે ઉદાસીન રહીએ. ૨૯



* Wherever there exists good to any extent, to that extent the good is to be respected, and wherever there exists wickedness or impropriety to any extent, to that extent one should adopt the attitude of indifference towards it 29





(३०)

विरुद्धतत्त्वमन्तव्ये न स्यादुत्तेजिताशयः ।
प्रेम्णा प्रबोधयेत् तं वा तूष्णीं वा सहनो भवेत् ॥



* વિરુદ્ધ મંતવ્ય ધરાવનાર પ્રત્યે ઉત્તેજિત ન થઈએ. તેને પ્રેમથી સમજાવવાનો પ્રયત્ન કરીએ. અને જો તે શક્ય ન હોય તો સહિષ્ણુ બની મૌન રહીએ. ૩૦



* We should not be agitated over the opposite views held by others. Either we should lovingly try to expostulate with them, or if that be not practicable, we should observe tolerance or forbearance and remain silent: 30





(३१)

नैकमत्यं जगत्यासीन्नास्ति नैव भविष्यति।
जगत्प्रभावो हीदृक्षस्तत् स्वसाम्यं न लुटयेत्॥



* એક મત જગત્માં થયો નથી, થાય નહિ અને થશે પણ નહિ જગતનો એ સ્વભાવ છે. માટે અન્યના કારણે પોતાની સમવૃત્તિની સમ્પત્તિને શા માટે લુંટાવા દેવી? ૩૧



* In this world unanimity of views has never existed, does not exist at present, nor will it exist in future. Seeing that such is the natural and ordinary course of the world, one should not allow one's treasure of mental equanimity to be looted 31





(३२)

यत्र क्वापि स्थितो धर्मे सदाचारपरो यदि ।
यायादवश्यं कल्याणमिति दृष्टिः सुदर्शनम् ॥



* કોઈ પણ 'ધર્મશાળા' (ધર્મ–સમ્પ્રદાય)માં રહેનાર જો સદાચરણપરાયણ હશે તો જરૂર તેનું કલ્યાણ થશે. આ પ્રકારની સમજ એ સાચું દર્શન છે. ૩૨



* If a person, no matter to what school of thought ( system of religion ) he belongs, is always inclined towards good conduct, he will, without doubt, attain beatitude This sort of vision or perception is right Darshana ( faith or understanding ). 32





(३३)

आत्मश्रेयस्करी नूनं परलोकात्ममोक्षधीः।
तच्छ्रद्धाविरहेऽपि स्यात् सदाचारवतः शुभम् ॥



* પરલોક, આત્મા અને મોક્ષની બુદ્ધિ–તે વિષેની શ્રદ્ધા અત્યન્ત ઉપયોગી છે અને અવશ્ય કલ્યાણકર છે. પરંતુ જે સજ્જનને તે વિષે પ્રામાણિકપણે વિચાર-વિમર્શ કરવા છતાં શ્રદ્ધા જામતી નથી, છતાંય તે જો બરાબર સદાચરણપરાયણ હશે તો તેનું પણ કલ્યાણ થવાનું જ; નહિ, તે કલ્યાણના માર્ગ પર જ ચાલી રહ્યો છે 33



* Belief in the existence of soul, the other world and liberation of soul, is, indeed, conducive to, and accelerates, beatitude. Yet, even in the absence of such belief if a person is devoted to right conduct, he will, surely attain beatitude, nay, he has already been treading the path to beatitude 33





(३४)

सत्यसंयमसौहार्दसत्त्वस्वाध्यायसाम्यतः ।
आत्मसंस्करणं धर्म इति दर्शनमुत्तमम् ॥



* સત્ય, સંયમ, સૌહાર્દ, સત્ત્વ, સ્વાધ્યાય અને સામ્યના સદ્‌ગુણોથી આત્માને સંસ્કારવો એ ધર્મ છે. આ જાતની સમજ એ સમ્યગ્દર્શન છે ૩૪



* Dharma consists in polishing the soul with the virtues of truth, self-restraint, friendliness, mental spirit, sacred study and equanimity of mind. This sort of understanding is the best Darshana. 34





(३५)

साम्प्रदायिकसाकीर्ण्याद् वृथा क्लिश्नाति मानवः।
धर्मभेदधियाऽन्योन्यविरोधो मौर्ख्यमुत्कटम् ॥



* સામ્પ્રદાયિક સંકીર્ણતાથી માણુસ વ્યર્થ હેરાન થાય છે અને બીજાઓને હેરાન કરે છે. ધર્મભેદની સંકુચિત દૃષ્ટિને લઇ પરસ્પર વિરોધ કરવો કે ઝઘડવું એ મોટી મૂર્ખતા છે. ૩૫



* A person unnecessarily makes himself and others miserable by his narrow views due to undue partiality towards his own system of religion. To create mutual dissensions by resorting to narrowness of vision in regard to the apparent differences existing in different religious systems is an act of highest folly 35





(३६)

धर्मान्तरेष्वसंकीर्णा विश्वबन्धुत्वदर्शनाः ।
बन्धवन्त्येव सर्वत्र सन्तः स्वपथगा अपि ॥



* અન્ય ધર્મો તરફ જેમનાં દિલ સાંકડાં નથી અને જેઓ વિશ્વબંધુત્વની અનુભૂતિ ધરાવે છે તેઓ પોતાના ધર્મસમ્પ્રદાયમાં રહીને પણ બધા સાથે બંધુભાવ રાખે છે. ૩૬



* Those who are liberal in views towards other religions and realize in their heart universal brotherhood, eventhough adhering to their own religion, maintain friendly relations with all. 36





(३७)

विवेकधिषणा एव सर्वत्रोदारवर्तिनः।
धर्मं प्रभावयन्ति स्वं द्योतयन्ति च दर्शनम् ॥



* બધા સાથે ઉદારભાવથી વર્તનારા વિવેકી સજ્જનો જ ખરી રીતે પોતાના ધર્મની પ્રભાવના કરે છે અને પોતાના દર્શનનો ઉદ્યોત કરે છે. ૩૭



* Only those good-hearted and wise persons who are liberal in their behaviour towards others, dignify their own religion in the eyes of others, and add lustre to their Darshana. 37





(३८)

बाह्यरूढिप्रणाली च धर्मश्च भवतः पृथक् ।
साध्यसाधनयोर्भेददर्शनाद् दर्शनं भवेत् ।।



* બાહ્ય રીતરિવાજ અને ધર્મ નોખા છે. [ ધર્મ સાધ્ય છે અને રીતરિવાજોની ઉપયોગિતા એને (ધર્મને) અનુકૂળ થવામાં છે. ] આમ, સાધ્ય અને સાધનનો ભેદ સમજવો એમાં સમ્યગ્દર્શન રહ્યું છે. ૩૮



* Practice of true Dharma and observance of external rituals are two different things. ( The former is the end and the latter, the means. ) Proper realization of the distinction between the end and the means, leads to Darshana ( correct understanding ) 38





(३९)

धर्मस्याराधनं युक्तमुचितै रूढिकर्मभिः।
कुर्वतस्तदयोग्यैस्तु परिम्लायति दर्शनम् ॥



* વ્યવહાર અને નિશ્ચય જોડાયેલા છે, એટલે વ્યવહારનું અનુસરણું તો ધર્મ સાથે જ છે, પણ ઉચિત રીતિ, પ્રણાલી કે રૂઢિનો આશ્રય લેવાથી ધર્મનું આરાધન થાય, અનુચિત રૂઢિના માર્ગે ન થાય. અયોગ્ય રૂઢિ-ઓને અનુસરવાથી તો દર્શન મલિન થાય. ૩૯



* It is proper to perform Dharma by doing actions sanctioned by traditional usages which are not improper, But if it is sought to be done by actions which are improper, the Darshana (understanding) becomes blurred and soiled 39





(४०)

धर्मतत्त्वं न कर्माणि धर्मो जीवनशोधनम् ।
अतः स सम्भवत्येव विभिन्नेष्वपि कर्मसु ॥



* વસ્તુતઃ કર્મકાંડ એ ધર્મતત્ત્વ નથી. એ તો ધર્મસાધન માટેનું બાહ્ય સાધન છે. ધર્મ તો (એની મદદથી) જીવનનું શુદ્ધીકરણ કરવું એ છે. માટે ભિન્ન ભિન્ન પ્રણાલીનાં ક્રિયાકાંડો હોય ત્યા પણ ધર્મતત્ત્વ સંભવે જ. ૪૦

[ વિભિન્ન પણ વિશુદ્ધ ક્રિયાકાંડ આંતરિક ભાવોલ્લાસ જગાવી શકે છે તેમ જ એ દ્વારા સચ્ચરિત્રનું નિર્માણ કરી શકે છે અને એથી એની સફલતા અંકાય છે આમ, શુદ્ધ ભાવોલ્લાસ તથા સચ્ચરિત્રનિર્માણ એ જ વસ્તુતઃ ધર્મ છે, અને એ ધર્મમાં ઉપયોગી થવું એમાં જ ક્રિયાકાંડની સફલતા છે. ]





* The religious rites which are performed for the purpose of Dharma, are not by themselves Dharma, but Dharma, in its real significance, is the act of purifying life with their aid Hence it would be clear that Dharma is not confined to some special modes of rituals, but it may even exist among those who follow diverse rites or ceremonies. 40

[ Any diverse religious rites if pure and spotless, can arouse inner sentiments of welfare and thereby can form good character, and just then they ( those rites ) are considered to be fruitful Thus, the rise of pure and unsullied reflections and forming of good conduct consequent on those reflections, is really Dharma, and the fruitfulness of outward rites consists only in being useful in the attainment of this Dharma ]





(४१)

नहि कर्मविशेषस्य युक्तो धर्मार्थमाग्रहः ।
धर्मप्रतिष्ठा सच्चित्ते, कर्मभेदो न बाधकः ॥



* ધર્મને માટે કોઈ અમુક ચોક્કસ ક્રિયાકાંડનો આગ્રહ રાખવો એ યોગ્ય નથી. ધર્મની પ્રતિષ્ઠા છે શુદ્ધ ચિત્તમાં–ચિત્તના શુદ્ધીકરણમાં. માટે ક્રિયાભેદને બાધારૂપે લેખી શકાય નહિ (વિભિન્ન ક્રિયાપ્રણાલી પણ ચિત્તશોધનમાં સહાયક થઈ શકે છે, માટે ધર્મ-સાધનમાં ક્રિયાભેદ બાધક નથી ) ૪૧



* It is not meet to be obstinate for some special modes of rites as the means of performing Dharma Dharma, in fact lies in the state of unsullied mind or in the act of purifying mind Hence differences in diverse rituals cause no impediment 41





(४२)

साम्प्रदायिकशाखासु भवन्त्येव क्रियाभिदः ।
नहि तत्राऽऽग्रहो युक्तो न विरुध्येत वा ततः ॥



* સામ્પ્રદાયિક શાખાઓમા ક્રિયાભેદો હોય જ અને રહેવાના જ. એને લઈ હઠવાદ રાખવો ઠીક નથી. એને અંગે વિરોધ ન કરીએ. ૪૨

[ જુદા જુદા ધર્મોમાં દેશ, કાળ, પરિસ્થિતિ તથા સંસ્કારને લીધે ક્રિયાકાંડની પ્રણાલી ભિન્ન-ભિન્ન હોય એ સ્વાભાવિક છે. અને એમાં કંઈ અજુગતું પણ નથી.]



* Different systems of religion have undoubtedly different observances and rituals, and such differences will always remain This is a thing which is not to be wondered at Obstinacy in regard to the prectice of any of them alone is unreasonable and improper. So we should not quarrel with the differing rituals practised by others 42

[ The styles of rituals naturally differ among different religions owing to the differences of country, time, situations and culture ]





(४३)

भगवत्स्तवनं स्वांहोगर्हणा शुभभावना ।
यत्र सन्ति क्रिया कापि सती सात्महिता भवेत् ॥



* જેમાં ભગવત્સ્તવન હોય, પોતાનાં પાપોની નિંદા હોય અને શુભ ( આત્મકલ્યાણકારી ) ભાવના હોય તે કોઈ પણ પવિત્ર ક્રિયા આત્માને હિતાવહ જ છે. ૪૩



* Any religious pure rites which contain in themselves, praise of God, disdain towards one's own sins and high thinking, pure reflections or good ideas of doing good, always prove beneficial to a man 43





(४४)

पापप्रक्षालनं चेत:शोधो गुणविकासनम् ।
अयं हि वास्तवो धर्मः, क्रिया तत्रास्ति साधनम् ॥



* પાપનું પ્રક્ષાલન, ચિત્તનું શોધન અને ગુણોનું વિકાસન એ જ વસ્તુતઃ ધર્મ છે, અને ક્રિયા તેમા સાધનભૂત છે. (એટલે આ સાચા ધર્મ તરફ જે કોઇ ક્રિયા લઈ જાય તે કલ્યાણકારક છે.) ૪૪



* Dharma consists in the cleansing of sins, purification of heart and expansion of merits Religious rites are merely means to this end. So whatever be the style of rituals, if they lead to true Dharma, they are beneficial. 44





(४५)

इत्थं क्रियासु साध्ये च जीवनस्यामलीकृतौ ।
विवेककरणं सम्यग्दर्शनं सम्मतं सताम् ॥



* આમ, જીવનનું નિર્મલીકરણ એ સાધ્ય અને એનું સાધન ક્રિયા એમ એ બે વચ્ચેનો સાધ્ય અને સાધનરૂપે વિવેક કરવો એ સમ્યગ્દર્શન છે ૪૫



* Thus, to make life good and pure is the end and the religious rites are the means to the end. Proper discrimination in regard to these two i e, the end and the means, constitutes what is called Samyag Darshana ( right understanding ). 45





(४६)

न निष्क्रिय. कश्चन देहधारी
न नः क्रिया स्वापरबाधिका स्यात् ।
सेवात्मिका वा भजनात्मिका वा
विशुद्धचित्ता कुशलावहा स्यात् ॥



* કોઈ પ્રાણી નિષ્ક્રિય હોતો નથી. પણ મુદ્દાની વાત એ કે આપણી ક્રિયા પોતાને કે અન્યને અહિતકર ન થવી જોઈએ. ક્રિયા સેવારૂપ હોય કે ભજનરૂપ હોય, જો એની પાછળ ચિત્તવૃત્તિ વિશુદ્ધ હોય તો કલ્યાણકારક બને છે. ૪૬



* Any one can never be actionless. But it is to be borne in mind that no action of ours should be injurious to one's or another's good Actions either of service or of worship, if endowed with mental purity, become auspicious. 46





(४७)

मनो वचश्चाचरितं निरन्तरं
पवित्रतावाहि यदा भविष्यति।
तदा यथार्थं भवितोन्नतो जनः
कृतार्थजन्मा परमप्रसादभाक् ॥



* માણસનાં મન, વચન અને આચરણ જ્યારે નિરન્તર પવિત્રતાને ધારણ કરતા થશે ત્યારે એની સાચી ઉન્નતિ થશે, એનો જન્મ કૃતાર્થ થશે અને એ અખંડ પ્રસન્નતાને વરશે ૪૭



* When a person's mind, speech and actions will be rendered ceaselessly stainless, he will be really elevated and of the successful birth as well as of great cheerfulness 47



# एकादश–प्रकाशः

## अन्तःस्वास्थ्यम्

## CHAPTER 11

## Inner Serenity



(१)

जलबुद्बुदवत् सर्वः प्रपञ्चोऽयं विनश्वरः ।
तत्र सम्मुह्य सन्मार्गं कदाचिन्मा स्म विस्मरः ॥



* આ બધો ભૌતિક વિસ્તાર પાણીના પરપોટાની જેમ નાશવાન્ છે. એમાં મોહિત થઈ સન્માર્ગ (કલ્યાણ સાધનમાર્ગ)ને ભૂલી ન જા. ૧



* All this worldly expansion is transitory like the bubbles of water. Be not infatuated towards it and never forget to follow the righteous path 1





(२-३-४)

माभिलाषीः किमप्यन्यदीश्वरस्य कृपां विना ।
सा तत्प्रसादनात् तच्च नूनमात्मप्रसादनम् ॥

आत्मप्रसादनं नाम विशुद्धीकृतिरात्मनः ।
सा च सम्पद्यते रागद्वेषयोः परिहारतः ॥

इत्थं स पूर्णनैर्मल्ये निरभ्ररवितोऽधिकम् ।
अनन्तशक्त्याविर्भावाद् दीप्यतेऽनन्ततेजसा ॥

( त्रिभिर्विशेषकम् )





※ ઈશ્વરની કૃપા વિના બીજું કંઈ તું ન ચાહ. એની કૃપા એના આરાધનથી પ્રાપ્ત થાય છે. એનું આરાધન એટલે આત્માનું આરાધન. (આત્માનું આરાધન અર્થાત્ પ્રસાદન એ જ ઈશ્વરનું પ્રસાદન છે. આત્માની પ્રસન્નતા એ જ ઈશ્વરની પ્રસન્નતા.) આત્માનું આરાધન અથવા પ્રસાદન એના વિશુદ્ધીકરણમાં છે. એનું વિશુદ્ધીકરણ એટલે રાગદ્વેષના મળોને દૂર કરવા. આમ આત્મા પૂર્ણ નિર્મળ થતાં એની અનંત શક્તિઓ પ્રગટ થવાથી એ પોતાના અનંત તેજથી પ્રકાશમાન થાય છે. વાદળ વગરના સૂર્ય કરતાં ક્યાંય વધારે ૨-૩-૪





* Long for nothing but God's grace which is obtained by the propitiation of Him. His propitiation is nothing else but the propitiation of the self, which really consists in purifying the soul. The purification of the soul is achieved by the removal of attachment and aversion.

Thus, the soul being completely purified, its infinite powers are manifested and it shines out in its infinite splendour intensely more brilliantly than the cloudless sun 2-3-4





(५)

निःस्पृहस्य सुवृत्तस्य स्वाध्यायरसिकस्य च ।
लोकादरेण किं कार्यं श्रेयोविघ्नात्मको हि सः ॥



* નિઃસ્પૃહ, સદાચરણી અને સ્વાધ્યાયરસિક એવાને લોકાદરનું શું કામ? કેમ કે કલ્યાણસાધનામાં એ બાધારૂપ થઈ પડે એવું બને છે. ૫



* Of what use is honour from tbe people to him who is indifferent to worldly attachment, well-conducred and devoted to sacred study? On the contrary, it may probably be an obstacle to the practice of spiritual welfare 5





(६)

न ते यद्यादरो लोकात् तदा खिद्यस्व मा हृदि ।
सत्पथेन भजन्नीश सुज्ञस्तुच्छमवैति तम् ।।



* લોકો તરફથી આદર તને જો ન મળતો હોય તો એથી મનમાં ખેદ ન કર. કેમકે સન્માર્ગ દ્વારા ઇશ્વરને ઉપાસનાર સુજ્ઞ જન સન્માર્ગ વિહારરૂપ ઈશ્વરભક્તિના આનંદમાં રમમાણ હોઈ લોકસન્માનને તુચ્છ ગણે છે. ૬



* Do not sorrow if you do not get honour from the people He who follows the auspicious path of rectitude, being really davoted to God-being immersed in the joy of devotion to God, considers such an honour as trifling 6





(७)

ब्रूह्यल्पं कुरु चानल्पं भव सौम्यश्च सात्विकः ।
स्वप्रशंसामकुर्वाणः प्रशस्यो भव कर्मणा ॥



* થોડું બોલ અને ઘણું કર. સૌમ્ય તથા સાત્ત્વિક બન, અને આત્મપ્રશંસા નહિ કરતાં કાર્યથી પ્રશંસનીય થા. ૭



* Speak less and do more. Be gentle as well as virtuous And abandoning self-praise be praise worthy by work 7





(८)

मा विकारविचाराणा विवशीभूः कदाचन ।
अधःपाति तमस्ते हि, सद्विचारः सुधाऽऽत्मनः ॥



* વિકારના વિચારોને વશ થા માં. એવા વિચારો નીચે પાડનારું તમસ્ છે. સદ્વિચાર એ જ આત્માનું અમૃત છે. ૮



* Be not subject to alluring or seductive thoughts which is such a darkness as hurls one down Good thought is, indeed, the nectar of the soul. 8





(९)

अज्ञा येन शरीरेण कर्म कुर्वन्ति पातकम् ।
सुज्ञास्तेन शरीरेण कुर्वन्ति कुशलावहम् ।।



* અજ્ઞાની જે શરીરવડે પાપકર્મ કરે છે તે શરીર વડે સુજ્ઞ જન કલ્યાણકારી કર્મ કરે છે. ૯



* The ignorant utilize their bodies in committing sinful acts, whereas the wise use their bodies in performing auspicious acts, 9





(१०)

विवेकशालिनो देहं बलवद् धर्मसाधनम् ।
निर्विवेकधियो देहं बलवत् पापसाधनम् ।।



* વિવેકીને માટે એનું શરીર ધર્મનું સબળ સાધન છે, જ્યારે અજ્ઞાનીને માટે એનું શરીર પાપનું સબળ સાધન છે. ૧૦



* A wise person's body serve's for him as a strong instrument for performing Dharma, while an unwise person's body serves for him as a strong instrument for committing sinful acts 10





(११)

देवालयं श्मशानं वा स्वदेहं कर्तुमर्हसि— ।
देवो भूत्वा शुभैः कार्यैः, पतित्वा वा कुकर्मसु ॥



* તારા શરીરને તું દેવાલય બનાવી શકે છે–સત્કાર્યો દ્વારા દેવ બનીને, અથવા શ્મશાન બનાવી શકે છે– કુકર્મોમાં ગરક રહીને. ૧૧



* It is at your disposal to make your body as a temple deifying your self through good and righteous actions, or as the cemetery by indulging in bad actions. 11





(१२-१३)

सम्यग्ज्ञानं हि कल्याणसिद्धेराद्यास्ति भूमिका ।
अद्य प्रमाद्यपि ज्ञानी श्वोऽवश्यं जागरिष्यति ॥

जागरित्वा च तेजस्विवीर्येणोत्थास्यते महान् ।
भविताऽलं च मोहाय विश्वलुण्टाक-रक्षसे ॥

(युग्मम्)



* સમ્યક્જ્ઞાન એ જ કલ્યાણસિદ્ધિની આદ્ય ભૂમિકા છે. જ્ઞાની આજ પ્રમાદી હશે તો કાલે જાગવાનો જ, અને જાગીને એ મહાત્મા પોતાના પ્રબળ વીર્ય સાથે સજ્જ થશે અને, જગત્‌નો મોટામાં મોટો ડાકુ, મોટામાં મોટો રાક્ષસ જે મોહ-તેનો સામનો કરશે અને તેને પરાસ્ત કરશે ૧૨-૧૩





* Right knowledge is the first foundation of welfare. A person having right knowledge, even if he is indolent today, will surely awake tomorrow, and being awakened, that great soul will rise up putting forth his powerful energy, and will resist and defy Moha (infatuation or delusion) which is the greatest dacoit and the greatest demon in the world, and will be able to overcome it. 12-13





(१४)

अल्पबाह्यतपा वाऽपि स्तोकबाह्यक्रियोऽपि वा ।
ज्ञानालोकविहारी सन्नात्मक्षेमाय कल्पते ॥



* જ્ઞાનવિહારી સજ્જન, એનાં બાહ્ય તપ, અને બાહ્ય ક્રિયા અલ્પ હોય તો યે પોતાના નિર્મલ જ્ઞાનથી પવિત્રિત જીવનયાત્રાનાં બળે આત્મકલ્યાણની પૂર્ણ સિદ્ધિએ પહોંચે છે. ૧૪



* A good man who is guided in his movements by the light of knowledge, even though his performing external austerities and observing external religious rites, are little, attains (in corse of time) perfect welfare of the Atman 14





(१५)

परमेशात्म सत्यस्यानुभूतिरुपजायते ।
विवेकात् परमाच्छास्त्रात् सर्वकल्याणमन्दिरम् ॥



* વિવેક એ પરમ શાસ્ત્ર છે, એના આશ્રયથી પરમેશ્વર-રૂપ પરમ સત્યની અનુભૂતિ થાય છે, જે સર્વ કલ્યાણનું મહામન્દિર છે. ૧૫



* Viveka (Discrimination) is the best Shastra (scripture), by resorting to which. the highest reality in the form of the supreme Soul is realized. This realization is the abode of absolute welfare. 15





(१६)

अन्तर्दृशः सच्चरितोज्ज्वलस्य
विरक्तिभाजो जगतश्च बन्धोः ।
आनन्दिनो ज्ञानसुधावगाह-
इहैव मोक्षः समतारतस्य ॥



* જે અન્તર્દૃષ્ટિ, સચ્ચરિત, વિરક્તિસમ્પન્ન તથા વિશ્વબન્ધુ છે અને જે પવિત્ર જ્ઞાનામૃતના અવગાહનમાં આનન્દ માણે છે, તેમ જ સમતામાં રમમાણ રહે છે એને અહીં જ મોક્ષ છે. ૧૬



* His Emancipation is just here–in this very visible life of his who is with the inner eye turned inwards, who is right-conducted whose mind is averse to the worldly delusive atmosphere, who is a friend of the world, who takes delight in the immersion in the nectar-like knowledge and who remains engrossed in equanimity. 16



# द्वादश-प्रकाशः

## सत्त्वोत्कर्षः

## CHAPTER 12

## Elevation of Mind



(१)

अनादिश्चेतनस्याय दुःखपूर्णो भवभ्रमः ।
रागद्वेषादिसक्लेशसमाश्लेषसमुद्भवः ॥



* ચેતન(આત્મા)નું આ દુઃખપૂર્ણ ભવભ્રમણ અનાદિ-કાળથી ચાલી રહ્યું છે, જે તેના રાગદ્વેષ આદિ ક્લેશોને આભારી છે ૧



* This miserable wandering of the phenomenal soul in the transmigratory cycle is carried on from beginningless time This wandering of it, is owing to its embracing passions-attachment, aversion and others 1





(२)

रागद्वेषादयो दोषा अस्माकं वास्तवा द्विषः।
तान् निहन्ति महान् वीरः स एव पुरूषोत्तमः ।।



* રાગ, દ્વેષ વગેરે દોષો આપણા ખરા દુશ્મનો છે. એમને મહાન્ વીર જ નષ્ટ કરી શકે છે, અને એ જ ઉત્તમોત્તમ પુરુષ છે ૨



* Passions like attachment, aversion and others are our real enemies. Them a great hero destroys. And he alone is really a great or supreme man. 2





(३)

ईदृगेव महानात्मा बिभ्राणः पौरुषं परम् ।
कल्याणमूर्तिः प्रभवेद् विश्वकल्याणकर्मणे ॥



* આવો પ્રબળ પૌરુષશાલી અને કલ્યાણમૂર્તિ મહાન્ આત્મા જ વિશ્વકલ્યાણનું મહત્ કાર્ય કરવા સમર્થ છે. 3



* Only such a great man who possesses great heroism and who is leading a highly auspicious life, is capable of doing good to the universe 3





(४)

सर्वेणापि मनुष्येण साधुना गृहिणाऽथवा ।
रागद्वेषतनूकारे यतितव्यं सुखैषिणा ।।



* સાધુ હોય કે ગૃહસ્થ બધાએ રાગ-દ્વેષને પાતળા પાડવા પ્રયત્નશીલ થવું ઘટે. કેમકે સુખની પ્રાપ્તિ એમાં જ રહેલી છે. ૪



* Every person whether he be a monk or a householder, should strive to thin his illusory attachment and hatred, if he wishes to be happy: 4





(५)

मैत्रीप्रमोदकारुण्यमाध्यस्थ्यगुणभूषितः ।
सच्चेताः सच्चरित्रश्च गृहस्थोऽपि विशुध्यति ॥



* મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થ્યના ગુણોથી ભૂષિત, તેમ જ શુભમના તથા સચ્ચરિત ગૃહસ્થ પણ આત્માની વિશુદ્ધ સ્થિતિને પ્રાપ્ત કરી શકે છે. ૫



* Even a house-holder being endowed with firendship, reverence for any person's virtue, compassion and indifference or impartiality–माध्यस्थ्य, and being pious-minded as well as well-conducted, can attain the purified state of the Self 5





(६)

उपस्थिता वै विपया भवन्तान्द्रियगोचराः।
किन्तु तत्र भजेत् साम्यं रागद्वेषविवर्जनात् ॥



* રૂપ આદિ વિષયો આપણી પાસે ઉપસ્થિત થાય ત્યારે ઈન્દ્રિયગોચર થયા વગર રહે જ નહિ, પણ ત્યારે ધીર મનુષ્ય તેમાં રાગ–દ્વેષ કરે નહિ અને સામ્યને ધારણ કરે. ૬



* Objects of senses certainly become perceptible to our senses when they are in the presence of ours. But being unaffected by attachment to and hatred against those objects, one should keep equanimous attitude to them. 6





(७)

प्रलोभकेभ्यस्त्वर्थेभ्यो दूरे तिष्ठेत् सजागरः।
कुर्वन्त्याशु मनोम्लानिं चञ्चलानीन्द्रियाणि हि ॥



* સુજ્ઞ માણસે જાગ્રત્ રહી લલચાવનારા વિષયોથી દૂર જ રહેવું, કેમકે ઇન્દ્રિયો એવી ચંચળ છે કે મનને તત્કાળ બગાડી મૂકે છે. ૭



* Being watchful one should remain far away from seductive objects, because the organs of sense are fickle and defile the mind at once 7





(८)

सर्वेषां विदितं सम्यक् कीदृशं चित्तचापलम् ।
विहरेत् कुशलेच्छुस्तन्निरपायासु भूमिषु ॥



* ચિત્ત કેવું ચંચળ છે એ બધાને વિદિત છે. માટે કુશલની કામનાવાળાએ વિઘ્ન વગરનાં (કુશલબાધક ન થાય તેવાં) સ્થાનોમાં વિહરવાનું લક્ષમાં રાખવું ઘટે.
૮



* All know well how fickle the mind is. So a person desirous of his good, should move in such places as are free from evil. 8





(९)

लोभक-क्षोभकाणां चेत् सयोगः स्यादुपस्थितः।
तदा धैर्येण रक्षेत् स्वं सत्त्वस्येद परीक्षणम्॥



* લોભક કે ક્ષોભક વિષયોનો સંયોગ ઉપસ્થિત થાય ત્યારે અડગ ધૈર્યથી પોતાનું રક્ષણ કરવું. સત્ત્વની કસોટી એવા જ વખતે થાય છે. ૯



* When an occasion tempting or ruffling, happens to come, a person should protect himself with courage This is the test of his manliness 9





(१०)

स एव धीरो बलवान् स एव
स एव विद्वान् स पुनर्महात्मा ।
निजेन्द्रियाणामुपरि प्रभुत्वं
संस्थापितं येन मनोजयेन ।।



* તે જ ધીર છે, તે જ બલવાન્ છે, તે જ વિદ્વાન્ છે અને તે જ મહાન્ આત્મા છે, જેણે પોતાના મનનો વિજય સાધીને પોતાની ઇન્દ્રિયો પર પોતાનું પ્રભુત્વ સ્થાપિત કર્યું છે. ૧૦



* He alone is courageous, he alone is vigorous, he alone is learned and he alone is a saint who has got mastery over his senses by subduing his mind 10



# त्रयोदशः प्रकाशः

## प्रोत्साहनम्

## CHAPTER 13

## Encouragement



(१-२)

अल्पसामर्थ्यभाक् सर्वः सर्वो दुःखेन चावृतः ।
को हनिष्यति ते दूःखमन्तरेण स्वपौरुषम् ॥
तस्माद् दुःखनिरासाय योग्योपायाञ्श्रयन्नपि ।
धर्मोपासी सदैव स्या लोकोत्तरबलो हि सः ॥



* બધા પરિમિત સામર્થ્યવાળા છે અને દુઃખના સમ્બન્ધથી ઘેરાએલા છે. તારું દુઃખ તારા પોતાના પુરુષાર્થ વગર બીજો કોણ હણશે ? ૧

* માટે દુઃખના નિવારણ માટે યોગ્ય ઉપાય લેવા સાથે ધર્મપરાયણ રહેવું જોઈએ કેમકે ધર્મનું બળ એ લોકોત્તર બળ છે. ૨





* All are of little power and overcome with miseries. Who else will destroy your agonies, except your own endeavour ? 1

* So, taking befitting remedies or means to remove agonies, you should also have recourse to Dharma at the same time. For it is of the highest power. 2

[ Dharma which really means purity of character, is always to be practised in life To be good and virtuous is our natural duty and other than this there is no way to lead to pure and perfect happiness ]





(३-४-५)

यदि दूरीकृतोऽसि त्वं यद्वा प्राप्तोऽसि दुर्दशाम् ।
हास्यास्पदं वा जातोऽसि मा दुःखी भूस्तथापि भोः ! ॥
भूयो भव कटीबद्धः परिहृत्य निराशताम् ।
धैर्यमाधाय सोत्साहं भव यत्नपरः पुनः ॥
निश्चितो भव हे भद्र ! तवान्ते विजयोऽस्ति हि ।
वृथा नात्रागतोऽसि त्वं किन्त्वभ्युदयकर्मणे ॥



* જો તને દૂર કરી દેવામાં આવ્યો હોય કે તું ફેંકાઈ ગયો હોય, તું જો દુર્દશામાં પટકાઇ પડ્યો હોય અથવા તું જો હાસ્યપાત્ર ( કે નિન્દાપાત્ર ) બન્યો હોય, તો પણ તુ દુઃખી થા માં. ૩

* નિરાશ ન થતાં ફરી કમર કસ અને ધૈર્ય ધારણ કરી ઉત્સાહભેર આગળ વધ. ૪

* અન્તે તારો વિજય છે એ નક્કી સમજ અહીં તું ફોગટ આવ્યો નથી, પણ ઊંચે ચડવા—અભ્યુદયના માર્ગનો પ્રવાસી થવા આવ્યો છે. ૫





* If you are badly dismissed if you have come into a miserable condition, or if you have been an object of ridicule (or censure), nevertheless do not be grieved 3

* Again gird up your loins having discarded your hopelessness and being courageous try zealously ( renew your efforts in the direction of elevation ) 4

* Be sure of your victory, oh good one! You have come here not aimlessly, but your coming here is with the object of performing good, grand deeds, and thus to be really prosperous. 5





(६-७)

पतितोऽपि समुत्थामहत्येवात्मशक्तित ।
दुःखितः सुखितां प्राप्तु शक्नोत्येवात्मदृष्टित. ।।
अधर्मी भवितुं धर्मी क्षम एवात्मयोगत. ।
आसाद्य सम्यक् चारित्रं सर्वोऽभ्युदयमश्नुते ।।



* પડેલો પણ આત્મશક્તિના બળે પાછો ઊભો થઈ શકે છે. દુ ખી પણ આત્મદષ્ટિને જગાવી સુખી થઈ શકે છે. અધર્મી પણ આત્મભાન થતા ધર્માચરણી બની શકે છે. કોઈ પણ માણસ સમ્યક્ ચારિત્રને પ્રાપ્ત કરી પૂર્ણ કલ્યાણ સાધી શકે છે, સુખના ઉચ્ચતમ શિખરે પહોંચી શકે છે. ૬-૭





* Even a degraded person can again rise by his spiritual power. Even an unhappy person can be happy by his self-vision Even a sinful person can be pious or righteous by his following the spirtual path Every person is entitled to secure real elevation and perfect happiness by endowing himself with right conduct. 6-7





(૮)

निर्धनोऽपि धनाढयोऽस्ति यस्यास्ति हृदयं धनि।
धनाढयोऽपि दरिद्रोऽस्ति दरिद्रो हृदयेन यः॥



* જેનું હૃદય ધનાઢ્ય છે તે નિર્ધન છતાં ધનાઢ્ય છે;
અને જેનું હૃદય દરિદ્ર છે તે ધનાઢ્ય છતાં દરિદ્ર છે.
૮



* He whose heart is rich, is rich, even though he be poor. and he whose heart is poor, is poor, even though he be rich 8





(९)

घनहीनोऽपि सुख्यस्ति सम्यग्वोधे चकासति ।
घनवानपि दुःख्यस्ति सम्यग्वोधेऽचकासति ॥



* ધન વગરનો પણ સુખી છે—જો એના ચિત્તમાં સમ્યગ્બોધ પ્રકાશે છે; અને ધનાઢ્ય પણ દુઃખી છે—જો એ સમ્યગ્બોધ પામ્યો નથી ૯



* Right knowledge being shining even an indigent person is happy, otherwise even a rich person is miserable. 9





(१०)

हस्त एवास्ति सिद्धिस्ते, आत्मश्रद्धां पुषाण भोः !।
अनन्तशक्तिस्त्वमसि स्फारय स्फारपौरुषम् ॥



* સિદ્ધિ તારી હથેળીમાં છે, આત્મશ્રદ્ધાને ઉત્તેજિત કર. તું અનન્ત શક્તિનો ધણી છે, તારા મહાન્ પુરુષાર્થને ફોરવ. ૧૦



* Accomplishment is at your disposal. Maintain your self-confidence You are possessed of infinite power. Expand your high prowess 10





(११)

तव मित्रं त्वमेवासि किं तदन्वेषसे बहिः ? ।
आत्मशक्त्या स्वयं साध्यं त्वयैव कुशलं निजम् ॥



* તારો મિત્ર તું જ છે. બહાર મિત્રને શું શોધે છે? તારું કલ્યાણ—આત્મબળ ફોરવીને—તારે પોતે જ સાધવાનું છે. ૧૧



* You alone are your friend. Why do you seek a friend outside? Your welfare is to be achieved by you alone through your spiritual power. 11





(१२)

अन्याग्रतो दुःखनिवेदनेन
न भाविनी तेऽभिमतार्थसिद्धिः ।
स्वदुर्बलत्व प्रकटं ततः स्यात्,
सम्पद्यते सा निजपौरुषेण ।।



* બીજાની આગળ દુઃખ રડવાથી તારું કંઈ વળવાનું નથી એથી તો ઉલટું, તારું દૌર્બલ્ય જાહેર થશે ઇષ્ટસિદ્ધિ સાપડે છે પોતાના પૌરુષ પર. ૧૨



* You lament your troubles of difficulties before others but thereby your desired object will not ba accomplisbed, on the contrary, your weakness will be disclosed. Desired objects would be accomplished by one's own well-directed efforts, 12





(१३)

न कोऽपिवा नेता नारकं न वा दिवं
न कोऽपि वा मोचयिता भवावटात् ।
स्वकर्मणाऽऽत्मा लभते सुखासुखं
स्वपौरुषाद् धाम च पारमेश्वरम् ।।



* નથી કોઈ નરકમાં લઈ જનાર કે નથી કોઈ સ્વર્ગ આપનાર, તેમ જ નથી કોઇ પ્રાણીને ભવચક્ર-માંથી છૂટો કરનાર. પ્રાણી પોતાના જ કર્મથી શુભ-અશુભ ગતિ યા સુખ–દુઃખ પામે છે, અને પોતાનું જ પ્રખર આત્મબળ ફોરવીને પારમેશ્વરી સ્થિતિને પ્રાપ્ત કરે છે ૧૩



• There is none to lead us to hell or to heaven, and none to emancipate us from the cycle of rebirths It is because of one's acts alone that one goes to varying birth-places good or bad and gets happiness or misery, and one attains Godship (the final emancipation) only through one's own (spiritual) efforts of the best kind 13





# चतुर्दशः प्रकाशः

## मङ्गलचर्या

## CHAPTER 14

## Way to Auspiciousness



(१)

देवेभ्योऽपि महान् देवो यतो भवितुमर्हसि ।
पशुतोऽप्यधमीभूय नृदेहे तत्र वर्तसे ! ॥



* જે આ મનુષ્ય શરીરથી તું દેવ કરતાં પણ મોટો દેવ બની શકે છે તે શરીરથી તું જાનવર કરતાં ય ભુંડો જાનવર બની રહ્યો છે! અફસોસ! ૧



* Through this human body by means of which you are entitled to be a god-superior to gods, alas, you become worse than the beast ! 1





(२)

श्रीमत. संयमाढ्यत्वमात्मसामर्थ्यमुत्कटम् ।
असयमित्वं निःस्वस्य दौर्भाग्य करुणास्पदम् ।।



* શ્રીમાન્નું સંયમશાલીપણું એ જબરું આત્મબળ છે; અને દરિદ્રનું અસંયમીપણું એ દયાપાત્ર દૌર્ભાગ્ય છે. ૨



* It is a great spiritual power to be possessed of self-restraint on the part of a rich man, and it is a piteous ill-luck to deviate from self-restraint on the part of an indigent man 2





(३-४-५)

'प्रयोजनमनुद्दिश्य न मन्दोऽपि प्रवर्तते'।
इति प्रवृत्तिर्भवति ध्येयकामनयान्विता ॥

ध्येयं कल्याणरूपं स्यात् कार्येषु महता खलु।
तत्कामनाप्रयुक्तास्ते प्रवृत्तिं कुर्वते सतीम् ॥

प्रवृत्तौ सफलाया च भवेन्मुदपि सात्विकी।
निष्फलाया तु खेदेन तेषा नाव्रियते मनः ॥





* 'પ્રયોજનના ઉદ્દેશ વગર મન્દ માણસ પણ પ્રવૃત્તિ કરતો નથી' એ પ્રસિદ્ધ ઉક્તિ અનુસાર સમજી શકાય છે કે કોઈ પણ પ્રવૃત્તિ સાથે ધ્યેયની કામના જોડાયેલી હોય છે ૩

* મહાત્માઓનાં કાર્ય પણ ધ્યેય સાથે સમ્બન્ધ રાખતાં હોય છે, પણ તેમનુ ધ્યેય કલ્યાણરૂપ હોય છે; અને કલ્યાણરૂપ ધ્યેયની કામનાથી પ્રેરાયેલા તેઓ તે માટે જે પ્રવૃત્તિ આચરતા હોય છે તે સત્પ્રવૃત્તિ જ હોય છે. ૪

* પ્રવૃત્તિ સફલ થતાં તેમના હૃદયમાં આનન્દ પણ થાય છે, પણ તે આનન્દ સાત્ત્વિક આનન્દ હોય છે. પરન્તુ પ્રવૃત્તિ નિષ્ફળ જતાં તેમના હૃદયને ખેદ સ્પર્શતો નથી. ૫





* 'Even a dull-witted man does no action to no purpose ' According to this maxim, it is clear that every business is with intention to effect some object 3

* Even the business of high-souled men is with an object, but that object is, certainly, good and noble, and actuated by intention to effect such an object, they perform purely noble effort for it. 4

* Effort being successful, even in their heart, arises a joy, of course, Sattvika (auspicious), but it being fruitless, no dejection can room in their heart 5





(६)

अनन्तानन्दसामर्थ्यं पश्यामो नात्मवैभवम् ।
अतो वयं दरिद्राः स्मो महैश्वर्यधरा अपि ॥



* આત્માનો વૈભવ જે અનન્ત આનન્દરૂપ અને અનન્ત સામર્થ્યરૂપ છે, તેની આપણને જાણ નથી. ( તે બાબતનો વિચાર સરખો પણ આપણા દિલમાં ઉદ્ભવતો નથી. ) આ આપણી કંગાલિયત છે. મહાન્ ઐશ્વર્યનો ધણી પણ આ ટાઇપનો હોય તો કંગાલ છે. ६



* We do not observe the magnificence of Self consisting in infinite delight and infinite power, hence we are poor, nay, even he is poor who possesses the great supremacy, if he is such. 6





(७)

यत्र तत्र भ्रमामश्च तुच्छेच्छापूरणाकुलाः ।
नहि पूर्यंत आकाङ्क्षा, दैन्यदुःखं तु वर्धते ॥



* તુચ્છ ઇચ્છાઓને પૂરી કરવા આપણે વ્યાકુલ બની જ્યાં-ત્યાં ભમીએ છીએ, પણ આકાંક્ષા પૂરી થતી નથી, અને દીનતા વધ્યે જાય છે, દુઃખ વધ્યે જાય છે. ૭



* We wander here and there, being anxious to satisfy trifling desires, but those desires are not fulfilled, and our poverty and troubles go on increasing 7





(८)

इच्छान्दोलनमूलानि दुःखानि वृजिनानि च ।
शूरोऽपि कातरोऽनेन विद्वानपि च बालिशः ॥



* બધાં દુઃખો અને પાપોનું મૂળ ઇચ્છાનો ઉત્પાત છે શૂરો માણસ પણ કાયર બને છે અને વિદ્વાન્ પણ બાલિશ બને છે-એ ઉત્પાતમાં ફસાઈને. ૮



* The source of all miseries and all sins is the storm of desire whereby even a warrior becomes cowardly and a learned man, foolish 8





(९)

इच्छाव्याकुलितस्वान्ता महान्तोऽपि हि दुःखिताः ।
श्रमप्रतिष्ठः सन्तोषी निश्चिन्तः परमः सुखी ॥



* જેમનાં મન ઇચ્છાના વાવાઝોડે ઘૂમતાં છે તે મોટા માણસો ઉપરથી વૈભવશાલીપણાને લીધે સુખી દેખાવા છતાં દુઃખી છે, જ્યારે શ્રમનિષ્ઠ સંતોષી મનુષ્ય નિશ્ચિન્ત અને સુખી છે ૯



* Those who are agitated by the intensity of desire, are unhappy however great they are, while he who is devoted to labour and contented, is free from anxiety and very happy 9





(१०)

इच्छास्वाम्यं महाशक्तिर्महांश्च विजयस्ततः।
निर्लेपरूपा कल्याणी भवतीच्छा महात्मनाम् ॥



* પોતાની ઈચ્છા પર સ્વામિત્વ હોવું એ મોટી શક્તિ છે, અને એ મોટો વિજય છે. મહાત્માઓની ઈચ્છા નિર્લેપ અને કેવલ કલ્યાણરૂપ હોય છે. ૧૦



* Getting mastery over desire is a great power where-by is achieved a great victory. High-souled men have wishes such as are free from illusory attachment and merely auspicious. 10





(११)

इच्छान्दोलननिर्मुक्त आत्मदर्शनऋद्धिमान् ।
अन्तः शान्तिसुखाढयोऽत्र मुक्तं जीवति जीवनम् ॥



* જે ઇચ્છાના આન્દોલનથી નિર્મુક્ત છે અને આત્મ-દર્શનની સમૃદ્ધિથી ભરપૂર છે તે-અન્ત શાન્તિના સુખનો ધણી અહીં જ (આ દેહે જ) મુક્ત જીવન જીવે છે. ૧૧



* He who is free from the swing of desire, rich in Self-realization and abounding in happiness of internal tranquillity, is living an emancipated life just here-just in this embodied state 11





(१२-१३-१४-१५-१६)

निजपुण्यानुसारेण लाभः सम्पद्यते नृणाम् ।
भवन्ति दुर्लभा लाभाः सकुचत्पुण्यसम्पदाम् ॥

अपूर्तविभिवाञ्छानां जनो ग्लायति, शोचति ।
जनाननुकूलाश्च प्रति क्रुध्यति, रुष्यति ॥

किंतु स्वपुण्यमाद्य स यदि सम्यग् विचिन्तयेत् ।
तदा व्याकुलितो न स्याच्छान्तिं धर्तुं च शक्नुयात् ॥

अधिकायोद्यतेनापि निजे तोष्टव्यमल्पके ।
परन्त्वधिकलाभार्थं नात्मा पात्यः कदाचन ॥

नेतुं च भाग्यमुत्कर्षं भवेत् सत्कर्मतत्परः ।
एवं हि सुधियः सम्यगुन्नतिं प्राप्तुमीशते ॥





* પોતાના પુણ્ય અનુસારે માણસને લાભ પ્રાપ્ત થાય છે. પુણ્યહીન માણસોને લાભની સુલભતા ઓછી રહે છે. ૧૨

* ઇચ્છાની પૂર્તિ ન થતાં માણસનું મન વિષાદમાં પડે છે, અને જેઓ પોતાને અનુકૂળ થતા ન હોય તેમના પર તે ગુસ્સે થાય છે. ૧૩

* પરન્તુ માણસ પોતાની પુણ્યની નબળાઈ પર જો બરાબર ધ્યાન આપે તો તે વ્યાકુળતાને વશ થાય નહિ અને શાન્તિને ધારણ કરવા સમર્થ થાય. ૧૪

* માણસ પોતાની જરૂરીઆતને અનુરૂપ વિશેષ મેળવવા ઉદ્યમશીલ થાય એ યોગ્ય જ છે, કિન્તુ એ માટે ઉદ્યમ કરતા જવા સાથે અન્તઃકરણમાં સન્તોષનું બળ કેળવવું ખરેખર હિતાવહ છે. પણ અધિક મેળવવા માટે પોતાના આત્માને નીચે ન પાડવો જોઇએ ૧૫

* અને પોતાના ભાગ્યને સુધારવા માટે માણસે સત્કર્મપરાયણ થવું ઘટે, અર્થાત્ સદ્ગુણી થવારૂપ ધર્મમાં રત થવુ ઘટે. એ સાર્વભૌમ ધર્મસિદ્ધાન્તના માર્ગે જ સુજ્ઞ જન પ્રશસ્ત ઉન્નતિના પથ પર ગતિમાન થઈ શકે છે ૧૬





* Men get gains according their merits. To those who are luckless, gains are difficult to be attained, 12

* Desires not being fulfilled, a person grieves or laments, and gets angry with those who are not favourable or are averse to him. 13

* But if he ponders over his ill-luck, he would not be melancholy and would be able to hold his mental quietude. 14

* It is proper for a man to be diligent to gain more if it is necessary, but he should also learn to be satisfied in his present condition of poverty and should never do such an action as hurls him down 15

* And in order to improve one's fate it is necessary for one to be devoted in pious acts and to adhere to the auspicious line of virtue In this way good-witted persons are able to obtain a good fortune 16





(१७-१८-१९-२०)

अन्यनिन्दामसूयातो मौर्ख्यतो वा वितन्वता।
विचारणीयं को लाभस्तव सम्पद्यते ततः ॥

तया नहि स्यात् स्वोत्कर्षः केवलं पापवर्धनम्।
सर्वे सदोषाः संसारे कस्य निन्दां करोतु कः? ॥

परनिन्दाक्रियास्थाने निजदोषावलोकनम्।
तच्छोधनं च कर्तव्यमेतत् सौजन्यसंगतम् ॥

निन्दन्तमपि नो निन्देन्न क्रुध्येत् क्रुध्यतेऽपि च।
न विरोधिसमीपेऽपि विचलेच्छान्तभावतः ॥





* જે ઇર્ષ્યા અથવા મૂર્ખતાને લીધે બીજાની નિન્દા કરે છે તેણે વિચારવું ઘટે કે એથી એને પોતાને શો લાભ? ૧૭

* એથી કંઈ પોતાનો ઉત્કર્ષ થતો નથી, કેવળ પાપ-બન્ધન થાય છે સંસારમાં બધા દોષયુક્ત છે, પછી કોણ કોને નિન્દે? નિન્દક કોને કોને નિંદતો ફરશે? ૧૮

* પરનિન્દાની જગ્યાએ પોતાના દોષોનું અવલોકન અને શોધન કરવું ઘટે. એ છે સજ્જનોચિત કાર્ય. ૧૯

* નિન્દા કરતાને પણ ન નિન્દીએ, ક્રોધ કરતા તરફ પણ ક્રોધ ન કરીએ. વિરોધી માણસનો ભેટો થતાં પણ તેને જોઈ-શમભાવથી ચલિત ન થઇએ. ૨૦





* He who censures another because of his malicious attitude ot foolishness, should think, 'Is there any profit to me thereby ?' 17

* No height is attained thereby, only sin is incurred. All are defective in the universe, who would then censure whom ? 18

* Instead of censuring others one should observe one's own faults and should try to remove them It is consistent with goodness, 19

* Let us not censure those who censure us Let us not be angered with those who get angry with us And let us not swerve from our tranquillity of mind even if the vicinity of a man of hostile attitude, happens to become to us 20





(२१-२२)

आत्मप्रशंसा किं कुर्याज्जनो दुर्बलतावृतः ? ।
आत्मप्रशंसा किं कुर्याद् विज्ञः पूर्णपदैषिता ? ॥

परस्य निन्दां किं कुर्यात् स्वयं दोषाकरो जनः? ।
परस्य निन्दां किं कुर्यात् पुण्यधीः पूर्णसौहृदः ? ॥



* જે માણુસ પોતે નૈતિક દુર્બલતાથી ઘેરાયેલો છે તે આત્મપ્રશંસા શું કરશે? અને જે વિજ્ઞ છે-પોતાના દોષોને સમજે છે અને ઉચ્ચતમ ભૂમિકાએ પહોંચવાનો અભિલાષ ધરાવે છે તે આત્મપ્રશંસા શું કરશે? ૨૧

* જે માણુસ પોતે દોષોથી ભરેલો છે તે બીજાની નિન્દા શું કરશે? અને જે પૂર્ણ(વ્યાપક) મૈત્રી ધરાવે છે એવો પુણ્યબુદ્ધિ મનુષ્ય બીજાની નિન્દા શું કરશે? ૨૨





* How does a man who is full of moral weakness, do self-praise ? and how does a man who is wise and desirous of the divine status, do self-praise ? 21

* How does a man who himself is a mine of vices, do censure of another ? and how does a man who is of pure intelligence and of wide friendliness, do censure of another ? 22





(२३)

सुस्वभावो धनं श्रेष्ठं लोकवाल्लभ्यसर्जकम् ।
अन्तःशान्तेरधिष्ठानं सुखसाधनयोजकम् ॥



* સારો સ્વભાવ એ શ્રેષ્ઠ ધન છે, જેથી માણસ લોકપ્રિય બને છે, જેના પર આન્તરિક શાન્તિનો આધાર છે અને જેના યોગે સુખસગવડની સુલભતા રહે છે ૨૩



* Good nature or disposition is the best wealth which makes one popular to the people, which is a basis of inner peace and which provides one with means of happiness 23





(२४)

सम्यग्गुणोपासनसम्भवं बलं
यथा यथा वृद्धिमुपैति सन्मतेः ।
तथा तथाऽध्यात्मबलं समुन्मिषेद्
अन्ते परं मङ्गलधाम याति सः ॥



* સદ્‌ગુણોના અનુશીલનથી પ્રગટનારું અન્તર્ બળ જેમ જેમ વૃદ્ધિ પામે છે, તેમ તેમ અધ્યાત્મબળનો વિકાસ વધે છે, જેનું અન્તિમ ફળ પરમ કલ્યાણપદની પ્રાપ્તિ છે ૨૪



* The more the inner power arising from the exercise of good virtues, is increasing, the more is spiritual spirit expanded, it's ultimate result is the attainment of the Supreme summit of welfare or bliss 24



# पञ्चदशः प्रकाशः

## अहिंसा

## CHAPTER 15

## Non-injury



(१)

परेऽशुभस्य वाञ्छाया स्वस्य सम्पद्यतेऽशुभम् ।
परे शुभस्य वाञ्छायां स्वस्य सम्पद्यते शुभम् ।।



* બીજાનું અશુભ ઇચ્છવાથી પોતાનું અશુભ થાય છે. બીજાનું શુભ ઇચ્છવાથી પોતાનું શુભ થાય છે ૧



* He who desires ill of another, falls into ill himself. Good occurs to him who desires good of another. 1





(२)

प्रिया यथा नः स्वप्राणाः पश्चादेः प्राणिनस्तथा ।
तस्मात् प्राणिवधस्त्याज्यः सर्वोऽपि हि जिजीविषुः ॥



* જેમ આપણને પોતાના પ્રાણ પ્રિય છે, તેમ પશુ વગેરે પ્રાણીઓને પણ પોતાના પ્રાણ પ્રિય છે. પ્રાણી માત્ર જીવવા ઇચ્છે છે. માટે પ્રાણીહિંસાના પાપમાં પડવું ન જોઇએ. ૨



* Just as our life is dear to us, so the life of every beast, every creature is dear to it, and every embodied being has extreme desire to live So taking another's life is avoidable 2





* As we do not wish to be pained by anyone, so none wishes. So we must not pain anyone. 4

[ As we sow so will we reap.

Good begets good.

Evil begets evil

To offer happiness to another is to offer it to oneself, to offer pain to another is to offer it to oneself [





(५)

किञ्चित्कण्टकवेधेऽपि भवामो दुःखिनो वयम् ।
देहिनो मार्यमाणस्य दुःखं जायेत कीदृशम् ।।



* એક કાંટો પગમાં વાગતાં આપણે દુઃખી થઈએ છીએ તો પ્રાણીનો વધ કરતાં એ પ્રાણીને કેવું-કેટલું દુઃખ થતું હશે? ૫



* We are pained, when even a thorn is pierced in a part of our body, how much then would a being which is being killed, be tortured? 5





(३)

सुखं प्रियं यथाऽस्माकमस्ति दुःखं च विप्रियम् ।
तथाऽङ्गभाजां सर्वेषां तत् त्यजेत् परपीडनम् ।।



* જેમ આપણને સુખ પ્રિય છે અને દુઃખ અપ્રિય છે, તેમ બધા પ્રાણીઓને પણ તેમ જ છે. માટે બીજાને પીડવાનું પાપ કરવું ન ઘટે. ૩



* Just as we like happiness and dislike misery, so do all others also. So one should refrain from distressing others. 3





(४)

अन्यतो दुःखसम्पातं नहीच्छामो वयं यथा।
तथा नेच्छन्ति सर्वेऽपि, नान्यो दुःखीक्रियेत तत् ॥



* જેમ બીજો કોઈ આપણને દુઃખ આપે એ આપણે ઇચ્છતા નથી, તેમ બીજા કોઈથી દુઃખી થવું કોઈ ઇચ્છતું નથી. માટે કોઈને દુઃખી નહિ કરવો જોઈએ. ૪

[ આપણે બીજાને દુઃખમાં નાખીએ એમાં જો કંઈ ખોટું ન હોય તો બીજો આપણને દુઃખમાં નાખે એ પણ ખોટું ન ગણાવું જોઈએ. જેવું આપીએ એવું મળે. મીઠાશ આપીએ તો મીઠાશ મળે અને કડવાશ આપીએ તો કડવાશ. સુખ આપ્યેથી સુખ મળે અને દુઃખ આપ્યેથી દુઃખ એ અટલ સિદ્ધાન્ત છે. જે વાવીએ તે જ મળે. ]





(६ ७)

भोज्य-पेयानि भूरीणि शाकदुग्धादिकानि हि।
तस्मात् पापास्पदं मांसं नाददीत मलीमसम् ॥

वनस्पत्यशनं स्वच्छं स्वादु प्राकृत पोषकम्।
न दुष्यति जनो गृह्णन् सजीवमपि जीवितुम् ॥
(युग्मम्)



* ખાવા-પીવા યોગ્ય શાકરૂપ (વનસ્પતિરૂપ) અને દૂધ વગેરે ચીજો ધરતી પર પુષ્કળ છે. (માંસાહારની કોઇ જરૂર નથી.) માટે મલિન તેમજ પાપરૂપ માંસાહાર કરવો ન ઘટે.

* વનસ્પત્યાહાર સ્વચ્છ છે (કારણ કે એમાં રુધિરાદિ કોઇ મલિન ચીજ નથી) અને સ્વાદિષ્ઠ તેમજ સાત્ત્વિક છે, વળી પુષ્ટિકારક પણ છે. યદ્યપિ એમાં જીવ છે, પણ તે અત્યન્ત સૂક્ષ્મ છે; અને એટલો ય આધાર જો ન લેવાય તો માણુસ જીવી શકે નહિ માટે એ પ્રાકૃતિક (Natural) અને પવિત્ર આહાર લેતાં માણુસ દોષિત થતો નથી ૬-૭





× न हि धान्यं भवेन्मासं रसरक्तविकारजम् ।
अमासभोजिनस्तस्मान्न पापा धान्यभोजिनः ॥

( આચાર્ય હેમચન્દ્ર, યોગશાસ્ત્ર, તૃતીય પ્રકાશના
૩૩મા શ્લોકની વૃત્તિમાં. )

અર્થાત્-માંસ રસરક્તવિકારજન્ય છે, ધાન્ય એવું નથી, માટે તે માંસ નથી જ. અતઃ ધાન્યાહારી માંસાહારી નથી જ.

એ જ પ્રમાણે દૂધ પણ માંસાહાર યા લોહીથી તદ્દન ભિન્ન અને સ્વચ્છ તથા શુદ્ધ તત્ત્વ છે, માટે એ લેવામાં દોષ નથી. ગાય વગેરેને તેનું દૂધ લેવામાં કષ્ટ થતું નથી, બલ્કે કાઢી ન લેવામાં જ તેને કષ્ટ સંભવે. માતાનું દૂધ પ્રાણિજન્ય છે એથી એ લેનાર બાળક કંઇ દોષિત થતો નથી. ચુમ્બનરસ પ્રાણિજન્ય છે એથી ચુંબન કરનાર દોષિત થતો નથી. માણસને પેશાબ પ્રાણિજન્ય છે એથી એનો ઉપયોગ કરનાર દોષિત થતો નથી હા. ગાય વગેરેના બચ્ચાને અન્યાય કરી તેનુ દૂધ લેવું એ ખરેખર પાપ છે. બાકી એના બચ્ચાને યોગ્ય રીતે સંતોષવા સાથે દૂધ લેવામા કંઇ જ વાંધો નથી





ઘઉં, દૂધ, ઘી, મલાઈ, માખણ વગેરે તથા વિશેષ પ્રકારનાં ફળો અને શાકોમાં પૌષ્ટિક તત્ત્વો અને બલાધાયક સામગ્રી પુરતા પ્રમાણમાં છે, જે માટે માંસાહારનો ઘોર આપત્તિજનક માર્ગ લેવાની કશી જ જરૂર નથી. એ માર્ગ વૈયક્તિક જીવન અને સમાજ તથા રાષ્ટ્રના કુશલ માટે ખરેખર ખૂબ ખતરનાક છે. સહનશક્તિ, અંતઃપ્રસન્નતા, વિવેકદૃષ્ટિ અને બૌદ્ધિક ડહાપણની ભૂમિકા વનસ્પત્યાહારમાંથી સર્જાય છે અને જીવનની સાચી શાંતિ તેમ જ આધ્યાત્મિક અભ્યુદયને અનુકુળ વાતાવરણ પણ એ જ આહારમાથી મળી શકે છે. માંસાહારનું મૂળ (જાનવરોનો સંહાર) જ કેટલું ભયંકર છે! અને એથી એની પ્રકૃતીમાં ભયંકરતા જ ભરી હોય એ સરળતાથી સમજી શકાય એવી વાત છે. નિઃસંદેહ, વનસ્પત્યાહાર, જેમાં દૂધ વગેરે સરસ પદાર્થોનો પણ સમાવેશ છે, એ ચિત્તપ્રસાદક સાત્ત્વિક આહાર જ માનવને ઉચિત છે અને સમજુ માનવબુદ્ધિ એ આહારને જ પોતાનો જીવનાધાર બનાવે.

'जीवो जीवस्य जीवनम्' એ વચનનો અર્થ એમ કરવામાં આવે છે કે જીવ જીવનું જીવન છે, એટલે કે એક જીવ બીજા જીવ (બીજા જીવની હિંસા) પર નભે છે





પ્રત્યેક કાર્યમાં હિંસા રહેલી છે, દેહધારણ હિંસા વગર શકય જ નથી, એટલે એક જીવનું જીવન બીજા જીવની હિંસા પર પ્રવર્તે છે એ વાતને જણાવતું ઉપરનું વચન વસ્તુસ્થિતિની નોંધ છે, ધાર્મિક ફરમાન નથી ધાર્મિક ફરમાન તો એ છે કે ઓછામા ઓછી હિંસાથી જીવનયાત્રા ચલાવવી, બની શકે એટલી હિંસા ટાળવી આ જ ઉત્તમમાં ઉત્તમ જીવન છે. જીવનની કૃતાર્થતા અહિંસામાં જ છે. હિંસાનો આશ્રય તો ન છૂટકે લેવો પડે છે. જીવનયાત્રા માટે વનસ્પતિઆહાર પુરતો છે-પૂર્ણ છે, એટલે વનસ્પતિથી આગળના હાલતા-ચાલતા જીવો નાના કે મોટા-ની હિંસાથી હટી જવું જોઇએ. એ જ સાચી દૃષ્ટિ છે, એ જ ધર્મમાર્ગ છે.

પણ ઉપરના વચનનો બીજો પણ અર્થ છે, જે ખાસ ધ્યાનમાં લેવા યોગ્ય છે. તે આ: એક જીવ બીજા જીવના જીવનમાં (બીજાની જીવનયાત્રામાં) ઉપયોગી છે, સહાયરૂપ છે, મિત્રરૂપે ઉપકારક છે. આવો અર્થ 'जीवनम्'નો કરવાનો છે, પણ એવો અર્થ નહિ કે જીવ જીવનો કોળિયો બનવારૂપે ઉપકારક છે. આમ, પ્રસ્તુત વચન પ્રાણીઓ પરસ્પર ઉપકારક છે એમ જણાવીને એ દ્વારા એમ સૂચવે છે કે માણસોએ પરસ્પર સદ્ભાવથી વર્તવું જોઈએ, તેમ જ પશુ પ્રાણીઓ પ્રત્યે કરુણાભાવ ધારણ કરવો જોઇએ. આમ વ્યાપક મૈત્રીનો બોધપાઠ માણસોમાં પ્રસરે તો મનુષ્યલોક કેવો મહાન્ લોક બને !





* In this world there is abundance of vegetables and drinks to eat and to drink. Hence flesh which is useless and also dirty as well as sinful, must be avoided.

* Vegetable food is unsullied, sweet, natural and nourishing as well as tending to the goodness of mind Vegetables are, no doubt, endowed with life, but that life is the minutest, of the least development, and if man does not take even vegetables as the support of life, he cannot live. So taking that food, man is tainted with no sin.

6-7





(८)

मांसाहारो हि हिसाजः क्रौर्यजः क्रौर्यवर्धन ।
श्रेयोघात्यङ्गभृद्घातोत्तेजकस्त्यागमर्हति ।।



* માંસાહાર હિંસાથી પેદા થાય છે. તે ક્રૂરતામાંથી પેદા થઇ ક્રૂરતાને વધારે છે. તે શ્રેયસ્‌નો નાશ કરનાર છે અને પ્રાણિહિંસાને ઉત્તેજનાર છે. માટે તે ત્યાજ્ય છે. ૮



* Meat-diet accrues from animal-slaughter It has its origin in cruelty, and further engenders and enhances cruelty, It is a destroyer of well-being and stimulant of animal-killing. It therefor. deserves to be shunned 8





(९)

वाचाहीना: पराधीना निर्बला: पशुपक्षिण: ।
तत्र नाक्रमण युक्त मासाहारादिवाञ्छया ॥



* પશુ–પક્ષિઓ અવાચક છે, પરાધીન છે અને નિર્બળ છે એ બીચારાઓ ઉપર માંસાહારાદિ ઇચ્છાથી તૂટી પડવું એ વાજબી નથી ૯



* It is quite improper to fall, in order to eat flesh, upon beasts or birds which are dumb, subject to another and weak. 9





(१०)

निजक्षणिकसौख्याय परप्राणविदारणम् ।
अत्यन्तघोरं सुस्पष्टं विमृशन्तु सुमेधसः ॥



* પોતાના ક્ષણિક રસાસ્વાદ માટે, ક્ષણિક સુખ માટે બીજાના પ્રાણ હણી નાખવા એ સ્પષ્ટ ઘોર કૃત્ય છે. બુદ્ધિમાનો વિચારે. ૧૦



* It is, indeed. clearly terrific or heinous to destroy the lives of other animals only for the sake of one's own transitory taste or happiness. Let the intelligent ponder over this. 10





(११)

भूयिष्ठभोज्यसत्वेऽपि परप्राणिपलादनम् ।
स्वमांसपुष्ट्ये नूनं जायते पापपुष्टये ।।



* ખાવા-પીવા માટે અન્ન-પાન સારા પ્રમાણમાં મોજૂદ છતાં પોતાના માંસને પોષવા માટે બીજા પ્રાણીનું માંસ ખાવું એ ખરેખર પાપપોષણનું દારુણ દુષ્કૃત્ય છે. ૧૧



* In spite ot the availableness of plentiful eatables and drinks, to eat another's flesh for the purpose of nourishing one's own flesh, indeed, creats the sore nourishment of sin. 11





(१२)

पलादा अपि युज्यन्ते पशुघातनपाप्मना।
तदर्थं हि प्रवर्तन्ते पशुघातप्रवृत्तयः ।।



* માંસભોજી માણસો પશુવધની ક્રિયામાં સીધા ન જોડાતા છતાં પશુવધના પાપથી ઘેરાય જ છે. કેમકે પશુવધની પ્રવૃત્તિઓ એ લોકોને માટે જ પ્રવર્તતી હોય છે. (ખાનારા હોય ત્યારે જ કતલની પ્રવૃત્તિ ચાલે ને.) ૧૨



* Even those who eat flesh, are united with sins of animal-slaughter though taking no direct part in it, because the act of animal-Slaughter proceeds for those persons [ No flesh-eater, no slaughter. ] 12





(१३)

यदि पापमन्यदीयकम्बलाद्यर्थचौरिका ।
परप्राणापहारस्तु स्पष्टमेव महत् तमः ॥



* જો બીજાની કાંબળ કે બીજી કોઈ ચીજનું હરણ કે અપહરણ કરવું પાપ છે, તો બીજાના પ્રાણોનું અપહરણ પાપ નહિ? અરે! એ તો સ્પષ્ટ જ ઘોર તમસ્–ઘોર પાપ છે. ૧૩



* If it is sin to steal or snatch another's blanket or any other thing, it is, certainly, the severest sin or a terrible delusion to take another's life. 13





(१४)

तपोजपार्चनादानब्रह्मादीन्यखिलान्यपि ।
प्राणिघातमहापापवह्निना यान्ति भस्मताम् ॥



* તપ, જપ, પૂજા, દાન, બ્રહ્મચર્ય વગેરે બધાં ધર્માચરણો પ્રાણિવધના મહાપાપરૂપ અગ્નિની જવાળામાં ભસ્મીભૂત થાય છે. ૧૪



* All religious practices such as austerities, Japa (repeating prayers), worship, gifts, Brahmacharya (chastity), etc., are reduced to ashes by the connection of the blazing fire of the terrible sin of killing 14





(१५)

न केवलं वधो हिंसाऽन्यस्य दुःखीक्रियाऽपि हि-।
दुश्चेतसा प्रमादाद् वा हिंसैवाघनिकेतनम् ॥



* કેવળ પ્રાણિવધ જ હિંસા નથી, પણ બીજાને દુર્બુદ્ધિથી અથવા પ્રમાદથી દુઃખ આપવું એ પણ પાપરૂપ હિંસા જ છે. ૧૫



* Not only killing of another is Hinsa. but to distress another through evil-mindedness or ignorance or negligence, is also, no doubt sinful Hinsa

15





(१६)

दुर्विचार: स्वयं हिंसा तत्प्रत्याघात आत्मनि।
सद्विचारो मनोयोग: स्वान्यक्षेमाय कल्पते ॥



* દુષ્ટ વિચાર (દુર્બુદ્ધિ યા બીજાનું બુરું ચિંતવવું) એ પોતે જ હિંસા છે. એનો પ્રત્યાઘાત પોતા પર પડે છે. સદ્વિચારપૂત મનોવૃત્તિ જ સ્વ-પરને માટે ક્ષેમંકર છે. ૧૬



* Thinking ill of another is itself Hinsa It has a reaction against one's own self. One's good-mindedness results in well being of one's selfas well as of others. 16





(१७)

दुर्विचारेण दुःशब्दैर्दुष्कृत्यैश्चान्यपीडनम् ।
कुर्वन्तोऽर्जन्ति हिंसाया अशुभायति कल्मषम् ॥



* ખરાબ વિચાર, કટુ શબ્દો અને દુષ્કૃત્યથી (આમ મનથી, વાણીથી અને કાયથી) બીજાને દુઃખ દેનારા હિંસાનું પાપ ઉપાર્જે છે, જેના પરિણામે તેમનું ભવિષ્ય દુઃખગ્રસ્ત બને છે. ૧૭



* Persons distressing another by evil thoughts, words and deeds. incur sin of Hinsa which results in their miserable future 17





(१८-१९)

त्वत्सुखं कोऽपि हन्याच्चेत् तदा त्वं व्यथसे कियत् ? ।
तथा भवति दु:खी स विदारयसि यत्सुखम् ।।
त्वदु खित्वानुमानेन विभाव्य परदु:खिताम् ।
नान्यद्रोहे प्रवर्तेथाः करुणार्द्रमनीभवन् ।।

(युग्मम्)



* જો કોઈ તારા સુખને હણે તો તને કેટલું દુઃખ થાય ! એ પ્રમાણે જેના સુખને તું નષ્ટ કરે તે પણ દુઃખી થાય એ સ્પષ્ટ જ છે.

* પોતાના દુ:ખના અનુભવ પરથી બીજાનું દુઃખ પણ સમજી શકાય છે. અતઃ દિલમા કરુણા ધારણ કરીને પરદ્રોહનું પાપ-બીજાનું બગડે એવું દુષ્કૃત ન કરીએ. ૧૮-૧૯





* How miserable you become when some one destroys your some happiness, similarly that man also becomes miserable whose happiness you destroy, perceiving another's unhappiness on the ground of your own unhappiness, do not commit ill to anyone, being of compassionate attitude.

18-19





(२०)

निषेमात्रं नाहिंसा परोपकृतिरप्यसौ ।
समता सर्वभूतेषु मैत्री, वत्सलता हि सा ॥



* અહિંસા એ માત્ર નિષેધરૂપ નથી, અર્થાત્ હિંસા ન કરવી એટલીજ માત્ર મર્યાદાવાળી નથી, પણ વિધિરૂપ-પ્રવૃત્તિરૂપ પણ છે, અર્થાત્ પરહિતપ્રવૃત્તિ-રૂપ પણ છે.

સર્વ પ્રાણીઓ તરફ સમભાવ, મૈત્રી અને વાત્સલ્ય એ અહિંસા છે ૨૦





Ahinsa is not only negative, but it is also positive, that is to say, it is also benevolence ( doing good to others ). It is defined as equal-mindedness to all living beings and all-pervading friendship or universal love which is sure to induce one to benefit others. 20

[ Only negative Ahinsa is an incomplete Ahinsa. The entity of Ahinsa is completely achieved in the combination of both kinds of Ahinsa–negative and positive ]





(२१)

अहिंसानवधानत्वमपि हिंसात्मदूषणम्
अहिंसासावधानस्तत् कुर्वीत सकला क्रियाम् ॥



* અહિંસાના પાલન પ્રત્યે સાવધાની ન રાખવી એમાં પણ હિંસાનો દોષ છે. માટે શ્રેયાર્થી મનુષ્યે કંઈ પણ પ્રવૃત્તિ કરતાં અહિંસાનો ખ્યાલ રાખવો ઘટે. ૨૧



* Negligence in the observance of Ahinsa, is also Hinsa. So being careful in every action one should take all possible precautions to avoid Hinsa. 21





(२२)

परोपकारि सत् कर्म न हिंसा कष्टकार्यपि।
प्रबुद्धस्य हि सच्चित्त प्रभवः क्षेमसम्पदाम् ॥



* બીજાનું ભલું કરનારું સત્ કર્મ એને કષ્ટદાયક થવા છતાં હિંસા નથી (ઉદાહરણ તરીકે ઓપરેશન વગેરે.) જાગ્રત મનુષ્યનું શાણું ચિત્ત કલ્યાણવિભવની ઉર્વરા છે. ૨૨



* No sin of Hinsa is involved in a good act benevolent to another, even if it causes pain (to him). The good mind of the man who is enlightened, is the fertile soil for the wealth of welfare.
22





(२३-२४)

वयं सर्वेऽङ्गिनो बाला ईश्वरस्य जगत्पितुः
तदन्यदेहिनो हिंसा भ्रातृहिंसेव किं नहि ?॥
ईश्वरश्च कथं तुष्येत् तद्बाल घ्नति देहिनम् ?।
तोषायापि ततस्तस्य प्राणिघातं परित्यजेत् ॥
(युग्मम्)



* આપણે બધા પ્રાણીઓ જગત્-પિતા ઇશ્વરના બાળ છીએ તો બીજા પ્રાણીની હિંસા ભ્રાતાની હિંસા સમાન ગણાય નહિ ?

અને, ઇશ્વર પોતાના બાળની હત્યા કરનાર પર શું રાજી થશે કે ? માટે ઇશ્વરના સન્તોષ માટે પણ પ્રાણિ-હત્યા ત્યજી દેવી ઘટે ૨૩-૨૪





* We all are world-father God's children and thus we all–all His creatures-are brothers So if we give pain to any man or animal, is it not like giving pain to our brother?

And how is God pleased with the person who pains or kills His child in the form of an animal or a creature? So even in order to satisfy Him one should avoid to kill or pain another. 23-24





(२५-२६)

यथा द्रुमस्य पुष्पेषु पिबति भ्रमरो रसम् ।
नत्वसौ क्लमयेत् पुष्पमात्मानं च प्रतोषयेत् ।।
तथाऽशनादिकं प्राप्यं नरपश्वादितस्तथा ।
यथा ते दुःखिनो न स्युर्नोद्विग्ना नापि निर्बला: ।।
(युग्मम्)



* જેમ ભમરો વૃક્ષનાં પુષ્પો પર બેસી તે પુષ્પોનો રસ પીએ છે, પણ એ પુષ્પોને કિલામણા થાય કે હાનિ પહોંચે તેમ કરતો નથી, અને પોતાને સન્તુષ્ટ કરી લે છે, તેમ માણસોએ માણસો કે પશુ વગેરેની પાસેથી ભોજનાદિ એવી રીતે મેળવવું કે જેથી આપણા એ સહાયકો, મિત્રો દુઃખી, નિર્બલ કે ઉદ્‌વિગ્ન થવા ન પામે ૨૫-૨૬





* As the bee sucks the juice of flowers and satisfies itself without withering or injuring them, so men ought to gain food etc, from men and animals in such a way that those men and animals (clearly helpful friends of human beings) may not be pained, weakened or dejected. 25-26





(२७)

मृषाभाषणमन्याय: परनिन्दान्यवञ्चनम् ।
द्वेषदृष्टि: क्रुदावेश: सर्वं हिंसा भवत्यद: ॥



* મૃષાભાષણ, અન્યાય, પરનિન્દા, બીજાને ઠગવું, દ્વેષદષ્ટિ, ક્રોધાવેશ એ બધું હિંસા છે. ૨૭



* Falsehood, injustice, censuring another, cheating, hatred, wrath-all these are included in sinful Hinsa 27





(२८)

कठोरवाणीजल्पेन वैरं भवति दुःखदम् ।
तत्संस्कारा वहन्तश्चान्यभवेष्वपि दुःखदा ॥



* કઠોર વાણી બોલવાના પરિણામે દુઃખદ વૈર બંધાય છે અને એના સંસ્કારો ભવાન્તર ( આગામી ભવો )માં પણ ચાલ્યા આવે છે, જે પ્રગટ થઈ દુઃખ-દાયક બને છે ૨૮



* Bad or harsh words generate distressful animosity and its impressions may flow even in future births and become painful. 28





(२९)

मिष्टशिष्टाभिभाषित्वाभ्यसनं बहुलाभकृत् ।
जनप्रीतिर्मनःशान्तिः श्रेयश्च प्राप्यते ततः ॥



* મિષ્ટ-શિષ્ટ વાણીનો અભ્યાસ બહુ લાભકારક છે. એથી જનાનુરાગ, માનસિક શાન્તિ અને શ્રેયસ્ પમાય છે. ૨૯



* Practice of uttering sweet as well as polite words is very advantageous Thereby are acquired popularity (affection of the people), mental quiet and welfare 29





(३०)

जीवनस्योत्तमं तत्त्वं करुणा चेन्न चेतसि ।
महीयसोऽपि सम्राजो धूलीकल्पं हि जीवितम् ॥



* જીવનનુ ઉત્તમ તત્ત્વ કરુણા છે, એ જો અન્તઃકરણમા નથી તો મોટા સમ્રાટ્નુ જીવન પણ ધૂળ-સમાન છે ૩૦



* The best quality of life is compassion which being absent, the life of even a paramount king is dust-like. 30





(६३)

क्रूरताऽन्तर्महारोगो महादुःखाय जायते ।
करुणा चान्तरी सम्पदात्मदर्शनदीपिका ॥



* ક્રૂરતા એ અન્તરૂનો મહારોગ છે, જે મહાદુઃખનો સર્જક છે, જ્યારે કરુણા એ અન્તરૂની સમ્પત્તિ છે, જે આત્મદર્શન માટે દીપિકાનું કામ બજાવે છે. ૩૧



* Cruelty is an internal terrible disease causing severe calamities; while compassioni s an internal wealth which serves as a lamp to enlighten Self

31





(३२)

पीडनं प्राणिनो हन्त ! विश्वेशादेशखण्डनम् ।
हितसम्पादनं तस्य विश्वेशादेशपालनम् ॥



* પરપીડન એ વિશ્વેશ્વરના આદેશનું ખંડન છે, અને પ્રાણીનું ભલું કરવું એ વિશ્વેશ્વરના આદેશનું પાલન છે ૩૨



* To kill or injure another is disdain of God's order and to benefit another is carrying out of His order. 32





(३३)

तनुष्वमीश्वरप्रेम्णे प्रेम तस्य प्रजाः प्रति ।
कुरुष्व तस्य बालेषु तद्दयाप्राप्तये दयाम् ॥



* ઇશ્વરનો પ્રેમ મેળવવો હોય તો એના બાળકો પ્રત્યે પ્રેમ કેળવો. એ પરમ પિતાની દયા ચાહતા હો તો એના બાળકો પ્રત્યે દયાપૂર્ણ વર્તન રાખો. ૩૩



* If you wish to gain God's love, cultivate love for His children (living beings). If you desire that Great Father's mercy show mercy to His children (living beings). 33





(३४)

दु:खिसेवां महात्मान ईशसेवा प्रचक्षते ।
प्रभुरूपात्मनां सेवा प्राणिना नयतीश्वरम् ॥



* દુઃખીઓની સેવાને મહાત્માઓ ઇશ્વરની સેવા કહે છે. કેમકે એ ઈશ્વરની આજ્ઞાનું પાલન છે. બધા પ્રાણીઓમાં જે આત્મા છે તે તેના તાત્ત્વિક સ્વરૂપે પરમાત્મા છે, એટલે એ રીતે પણ પ્રાણીઓની સેવા એ પરમાત્માની સેવા છે, અને એ સેવા સેવકને ઇશ્વરની પાસે અર્થાત્ ઈશ્વરીય સ્થિતિએ પહોંચાડે છે. ૩૪





* Service to the afflicted is service to God, because it is the carrying out of the order of God. The soul in a living being is, in its real nature, the Supreme Being (God), according to this stand-point also, service to embodied beings is service to God. Thus service to the afflicted deifies the server (leads the server to the state of Godhood)







(३५-३६)

स त्वमेवासि यं हन्त ! हन्तव्य इति मन्यसे ।
स त्वमेवासि यं कर्तुमभिवाञ्छसि दुःखिनम् ॥
स त्वमेवासि यस्य त्वमनिष्टं च चिकीर्षसि ।
परद्रोहविचारैस्तन्मात्मानं नय दुर्गतिम् ॥
(युग्मम्)



* હે ભદ્ર! તે તું જ છે જેને તું હણવાનો–મારવાનો વિચાર કરે છે; તે તું જ છે જેને તું પીડવાનો–સંતાપવાનો વિચાર કરે છે; તે તું જ છે જેનું તું અનિષ્ટ કરવા ઇચ્છે છે તો તું બીજાને હણવાના કે પીડવાના દુષ્ટ વિચારો કરીને તારા આત્માને અધોગતિમાં ન પાડ. ૩૫–૩૬



* O good one ! he whom you wish to kill, is just you, he whom you wish to harass, is just you, he whom you wish to injure, is just you- So do not drive yourself to downfall by thinking to kill or distress others 35-36





(३७)

अहिंसा परमो धर्मः सर्ववात्सल्यलक्षणः।
अन्ये सर्वे तदात्मानो गुणाः कल्याणकारिणः ।।



* અહિંસા પરમ ધર્મ છે બધા તરફ વાત્સલ્યભાવ એ એનુ લક્ષણ છે. બીજા બધા કલ્યાણકારી ગુણો અહિંસારૂપ છે—એમના ગર્ભમાં અહિંસાનું જ તત્ત્વ પ્રાણરૂપે રહેલું છે. ૩૭



* Ahinsa ( non-injury ) is the greatest Dharma ( religion ) which is defined as the universal love It is the soul of all the other auspicious virtues or they are founded on the basis of it 37





(३८)

जीवनस्य भवेच्छुद्धिः शुद्धी वाक्कर्मचेतसाम् ।
सा चाहिंसा महोत्कर्षा सर्वकल्याणमन्दिरम् ॥



* વિચાર, વાણી અને વર્તનની શુદ્ધિ એ જ જીવન શુદ્ધિ છે, અને એ જ અહિંસા છે, જે ઉત્કૃષ્ટ સ્થિતિએ પહોંચીને સર્વ પ્રકારના કલ્યાણનું મન્દિર અથવા (બધા પ્રાણીઓને હિતાવહ હોઇ) બધાઓના કલ્યાણનું મન્દિર બને છે ૩૮



* Purity of life consists in the purity of mind, speech and actions, and this is Ahinsa which being of the highest type, is, indeed, an abode of all kinds of welfare, or propitious to all owing to its being advantageous to all living beings. 38





(३९)

हिंसा परस्याऽकुशलैषणेऽपि
परापकारे पुनरुच्यते किम् ? ।
विश्वाङ्गिमैत्रीरतिलक्षणां योऽ
जानादहिंसा स हि वेद तत्त्वम् ॥



બીજાનું બુરું ઇચ્છવામાં પણ હિંસા છે, તો પછી બીજાનું બુરુ કરવા વિષે તો શું પૂછવું ? અહિંસાનું વાસ્તવિક તત્ત્વ દુનિયાભરના પ્રાણીઓ સાથે મૈત્રીભાવ અનુભવવામાં છે. અહિંસાનું આ લક્ષણ જે સમજ્યો છે તે જ ખરો તત્વવેત્તા છે. ૩૯



* Even wishing ill of others is Hinsa, then what to say of doing ill to others ? He who has understood Ahinsa to mean universal friendship or love, has grasped the right principle directing to the highest state of life 39





(४०)

हिंसा प्रसूते प्रतिहिंसकत्वं वैरेण वैरस्य परम्परा च।
जगत्यहिंसाबलमुच्चकोटि विरोधिचेतास्यपि नामयेद् यत् ॥



* હિંસામાંથી પ્રતિહિંસકભાવ જન્મે છે. વેરથી વેર જન્મે છે અને વધે છે. જગતમાં અહિંસાનું બળ એ ઉત્કૃષ્ટ બળ છે, જે વિરોધીઓનાં દુશ્મનાવટભરેલાં દિલને પણ નમાવે છે ૪૦



* Violence begets counter-violence. An act of hostility lets loose a flood of such retaliatory acts. The force of non-violence is of a type so supreme that even hostile hearts may bend before it. 40





(४१)

प्रवक्ति शास्त्रं महतीमहिंसां
सन्यासिनां गेहवतां लघुं च ।
संकल्पतः स्थूलशरीरभाजा
निरागसा हिंसनवर्जरूपाम् ।।



* શાસ્ત્રમાં અહિંસાનું મહાવ્રત સાધુ-સંન્યાસી જીવન માટે બતાવ્યું છે, જ્યારે ગૃહસ્થો માટે અહિંસાનું અણુવ્રત જણાવ્યું છે. ગૃહસ્થ માટે પ્રરૂપાયેલી 'અણુ' અહિંસાની મર્યાદા નિરપરાધ 'સ્થૂલ' ('ત્રસ' અર્થાત્ હાલતા-ચાલતા) પ્રાણીઓની ઈરાદાપૂર્વક હિંસાથી વિરમવામાં છે. ૪૧



* The scriptures have ordained the great or comprehensive vow of non-violence for ascetics and the small or limited one for householders. The latter consists in not intentionally killing innocent or unoffending animals who are Trasa (moving or mobile) beings 41





(४२)

धर्मो ह्यहिंसामवलम्बमानो
हिंसात आविर्भविता कथं नु ?।
न वारितो हि प्रभवन्ति पाथो-
रुहाणि वह्नेर्जनिमाप्नुवन्ति ॥



* ધર્મની સિદ્ધિ અહિંસાના પાલન પર નિર્ભર છે, પછી તે હિંસાથી કેમ થાય ? પાણીમાં ઉત્પન્ન થનાર કમળ અગ્નિમાંથી કેમ પેદા થઈ શકે ? ૪૨



* Merit (Dharma) which accrues from non-injury, can never accrue from injury. Lotuses which grow in water, can never have their growth in fire. 42





(४३)

स उच्यते हिंसक एव देहा-
दहिंसको यो मनसा सहिंसः ।
देहेन हिंसाभवनेऽपि शुद्धो-
पयोगचित्तस्तु भवेदहिंसः ।।



* જે શરીરથી અહિંસક હોવા છતાં મનથી હિંસક છે તે હિંસક છે; અને જેનું ચિત્ત શુદ્ધ ઉપયોગમાં વર્તે છે તેનાથી આકસ્મિક અથવા અનિવાર્યરૂપની હિંસા થઈ જાય તો યે તે અહિંસક છે. ૪૩



* Those who are mentally violent, are guilty of violence even though they may be physically non-violent; while those who act with their mind piously inclined, are truly non-violent even though physical violence happens to be committed by them in so acting. 43





(४४)

एवं च नो दुर्बलचित्तवृत्ता—
अहिंसधर्मो लभते प्रतिष्ठाम्।
अहिंसधर्मः खलु वीरधर्मो
वीरो हि सगच्छति वीरधर्मम् ॥



* આ પરથી સમજી શકાય છે કે દુર્બળ ચિત્તમાં, અર્થાત્ બ્હીકણુ કાયર માણસમાં અહિંસાધર્મ પ્રતિષ્ઠિત થઈ શકતો નથી. અહિંસા વીરધર્મ છે અને વીર જ વીરધર્મનુ પાલન કરી શકે ૪૪





[ કોઇ દુષ્ટ માણસના અન્યાયપૂર્ણ હુમલાના વખતે એની સામે આત્મબળથી ઝુઝવુ અને અહિંસક રહી એના હાથે ખતમ થઇ જવુ પડે તો ખતમ થઇ જવુ એ બહુ મોટી અને શ્રેષ્ઠ વાત છે; પરંતુ એવા વખતે કાયર થઈ ભાગી જવુ એના કરતાં તો એ હુમલાખોરનો શારીરિક બળથી સામનો કરવો અને જરૂરીઆત પ્રમાણે પ્રતીકાર કરવો એ હજાર દરજ્જે સારું છે. કેમકે કાયરપણું એ નમાલાપણું છે, જ્યારે બહાદુરી તેમજ નિર્ભયતા એ જીવનનુ વીર્યપૂર્ણ સૌન્દર્ય છે ]



* Thus it is clear that those who are cowardly and wanting in courage, cannot claim to have been non-violent simply because of their refraining from the use of physical force. The path of non-violence is meant for the brave and only the brave can tread the heroic path. 44





[ In the case of unjust aggression, it is much better for an individual to pit soul-force against the aggressor and, remaining non-violent, to be killed by him, or if that be not practicable, to oppose the aggressor with all the physical force at his command and, if necessary, to kill him, rather than to flee away out of cowardice to protect himself, his dependents and property. Cowardice does not form part of the pure nature of the soul while courage or freedom fromfear, does ]



# षोडशः–प्रकाशः

## पञ्चव्रती

## CHAPTER 16

## Five Vows



(१)

धर्म एको हि दीनानां निधी रोगवतां सुधा ।
नाथः पुनरनाथानां दुःखिनां च सुख महत् ॥



* એક ધર્મ જ ગરીબોનો ધનભંડાર છે, રોગીઓને માટે પીયૂષ છે, અનાથોનો નાથ છે અને દુખિયાઓનું મહાન્ સુખ છે. ૧



* Dharma is the treasure to the poor, Dharma is the nectar to the diseased, Dharma is the shelter to the helpless and Dharma is the best happiness to the unhappy. 1





(२)

नहि मुच्येत दुःखेभ्यो धर्मालम्बनवर्जितः ।
एको हि शरणं धर्मः समग्रसुखसम्पदे ।।



* ધર્મના આલંબન વગરનો મનુષ્ય, પછી તે રાજા-મહારાજા કે સાર્વભૌમ ચક્રવર્તી હોય, યા ઈન્દ્ર, મહેન્દ્ર કે સમગ્ર વિશ્વનો અધિપતિ હોય, દુઃખમાંથી છૂટી શકતો નથી. સમગ્ર જગતમાં સમગ્ર સુખસમ્પત્તિ માટે એક ધર્મ જ શરણભૂત છે. ૨



* One cannot be relieved of miseries without resorting to Dharma Dharma is the sole refuge for the purpose of the attainment of all happiness. 2





(३)

धर्म कल्याणलाभाय सेवितव्यः प्रयत्नतः ।
तमनासेव्य तन्नाम्ना वैरायन्ते तु दुर्धियः ॥



* ધર્મ કલ્યાણ માટે છે, સાવધાનીથી સેવવાનો છે, પણ દુર્મતિ માણસો એને સેવવાનું-આરાધવાનું મૂકી દઈ તેના નામ પર ઝઘડા કરે છે. ૩



* Dharma ( religion ) is intended for acquiring welfare So it is to be observed with assiduity. But wicked persons instead of observing it properly create dissensions in the name of it ( religion-Dharma ) 3





(४)

धर्मशालां समाश्रित्य यां कामपि महाशयः ।
धर्मपानं करोत्येव करोत्येवात्मपोषणम् ।।



* જે મહાશય ખરેખર ધર્મનો પિપાસુ છે તે તો કોઈ પણ 'ધર્મશાલા'નો આશ્રય પામીને ધર્મનું પાન કરવાનો જ અને આત્મકલ્યાણની સાધનાને પોષવાનો જ. ४



* That good-minded person who has real thirst for finding out and observing real religion will quench his thirst and achieve his spiritual benefit by reserting to any school of religious thought. 4





(५)

धर्मशालामदाविष्टो धर्ममास्वदते न यः।
न तद्गर्वाच्शुभयु. स्यात् प्रत्युत स्यात् स आत्महा ॥



* પણ જેને પોતાની 'ધર્મશાળા'નો ઘમંડ રાખીને જ ફરવું છે અને ધર્મનો સ્વાદ લેવો નથી તે માણસ પોતાની 'ધર્મશાળા'નો ગર્વ કરવાથી કંઇ જીવનનું શ્રેય પામી શકનાર નથી. ઊલટું, એથી તો એ પોતાના આત્માની દુર્ગતિ જ કરે છે ૫



* But one who wants to harade with the conceited notions about one's own "school of religious thought" and who does not want to taste the essence of religion, will never be able, on account of one's conceited notions to secure true welfare of one's life, but, on the contrary, will bring ruin upon one's Atma 5





(६)

भिन्नभिन्ना न वै धर्मा धर्म एको हि भद्रकृत् ।
स चास्त्यहिंसासौहार्दसत्यसंयमनम्रता: ।।



* જગતમાં ધર્મો જુદા જુદા નથી, ધર્મ તો સમગ્ર મનુષ્યોને માટે એક જ છે. (પરમેશ્વર એક છે, તો પછી ધર્મ પણ એક જ હોઈ શકે એ સ્પષ્ટ વાત છે.) એ એક ધર્મ—અહિંસા, સૌહાર્દ, સત્ય, સંયમ અને નમ્રતા (આ સદ્‌ગુણોથી સમ્પન્ન બનવું એ જ અભ્યુદય અને નિઃશ્રેયસની સિદ્ધિનો એક માત્ર માર્ગ છે) ૬



* It is not true to think about Dharma that Dharmas are separate, but Dharma is one and the same, It consists in the attainment of non-injury, friendliness, truthfulness, self-restraint and humility. (This is Dharma which alone conduces to prosperity and emancipation) 6





(૭)

एतद्धर्मसमाचारो भवेच्चेत् प्रसृतो जने ।
तदाऽयमेव लोकः स्यात् परमानन्दमन्दिरम् ॥



* આ ધર્મનું સમ્યગ્ આચરણ મનુષ્યોમાં જો પ્રચાર પામે તો ખરેખર આ મનુષ્યલોક પરમાનન્દનું ધામ બની જાય. ૭



* If the observance of this Dharma is diffused in mankind, then this human world is sure to be an abode of great joy and happiness 7





(८)

धर्माचरणसम्बन्धि किञ्चिदत्र निरूपणम् ।
चिकीर्षे आत्मकल्याणभावनोद्बोधनाकृते ॥



* ધર્મના આચરણ બાબત કંઈક નિરૂપણ અહીં કરવા ઈચ્છું છું—આત્મકલ્યાણની પવિત્ર ભાવનાનું ઉદ્બોધન થવા પામે એ માટે. ८



* I wish here to relate briefly about the observance of Dharma in order that one's religious interest may be awakened. 8





(९)

तथाऽऽचरत भाषध्वं विचारयत चान्वहम् ।
यथा परो न पीडयेताऽथवाऽल्पिष्ठप्रमाणतः ॥



* એવા વિવેકથી કામ કરો, વચન બોલો અને વિચાર કરો કે બીજાને ઈજા થવા પામે નહિ અથવા ઓછામાં ઓછા પ્રાણીઓને ઓછામાં ઓછી ઈજા થાય. ૯



* Exercise great care in your work, speech end thought so that other may not be offended or the smallest number of beings, may be offended the least. 9





(१०)

यथार्थमेव भाषध्वं विना किञ्चन मिश्रणम् ।
रूपान्तरेण न ब्रूत भीत्या लाभाशयाथवा ॥



* કંઈ પણ મિશ્રણ (ભેળસેળ) કર્યા વગર સાચું કહો. ભયથી કે લાભની આશાએ કોઇ પણ વાતને રૂપાન્તરિત -વિકૃત કરી ન કહો. ૧૦



* Tell unvarnished and unadulterated truth. Expecting gain or fearing injury, do not distort truth. 10





(११)

तूष्णीं भवत गुह्येऽर्थे पृच्छन्तं वा निषेधत।
नैर्बल्यं नैतिकं लोकैषणा-भीतिं च मुञ्चत ॥



* જાહેર કરવા જેવી બાબત ન હોય તેમાં મૌન રહો; અથવા તે વિષે પૂછનારને તેમાં ન પડવાનું જણાવી દો. નૈતિક નિર્બલતા, લોકૈષણા અને લોકભય એ સર્વને દૂર ફેંકો. ૧૧



* Keep mum in matters which should not be published, or tell those who are inquisitive, not to dabble in them. Dismiss moral weakness, desire for cheap popularity and undue fear of public opinion 11





(१२)

दुर्हासं परनिन्दां च त्यजेतानर्थकारणम् ।
सूनृतव्रतनिष्ठत्वं भजेत कुशलावहम् ॥



* ઉદ્ધત હાસ્ય અને પરનિન્દા જે સ્પષ્ટ અનર્થકારક છે તેને મૂકી દો. સૂનૃત વ્રત (પ્રિય–હિત સત્ય) જે કેવલ કુશલકારક છે તે પર દૃઢ રહેવાનો અભ્યાસ કરો. ૧૨



* Cast off insolent laughter and censure of others, because they are clearly harmful Learn to be firm on the vow of truthfulness which is the giver of only happiness. 12





(१३)

मा स्मा दुर्वृत्तयो भूताऽनधिकारेऽन्यवस्तुनि ।
अधिकारं समाच्छेत्तुं विचेष्टव्वं न कस्यचित् ।।



* જે વસ્તુ પર તમારો અધિકાર ન હોય તે વિષે તમારી દાનત બગાડતા નહિ. બીજાના અધિકાર પર ત્રાપ મારતા નહિ ૧૩



• Do not covet tbose things on which you have no rightful claim Do not pounce on the rights of others. 13





(१४)

भवदासादितं वीर्यं स्वपरोन्नतिसाधकम् ।
न तद्दुरुपयोगस्य चेष्टां कुरुत कर्हिचित् ॥



* તમને મળેલું વીર્ય તમારી અને બીજાઓની ઉન્નતિ સાધવામાં જબ્બર સાધન છે. તેનો દુરુપયોગ કરતા નહિ ૧૪



* The virility you have inherited, is the strongest instrument of doing good to others as well as to your self. Do not dissipate it. 14





(१५)

परिग्रहस्य कुर्वीध्वं परिमाणं यथोचितम् ।
यतस्तृष्णा नियन्त्र्येत पापारम्भप्रसारिणी ॥



* તૃષ્ણાનો વેગ જેમ વધે છે તેમ પાપારંભો વિસ્તરે છે. પરિગ્રહનું ઉચિત પરિમાણ કરો, જેથી તૃષ્ણાનો વધતો જતો વેગ કાબૂમાં આવશે અને પાપારંભો મન્દ પડતા જશે. ૧૫



* Fix proper measure of worldly acquisitions (परिग्रह), so that the velocity of momentum of the ever-increasing desire launching into extensive sinful undertakings, may be brought under effective control 15





(१६)

प्रामाणिकोद्यमाद् द्रव्यं भवेच्चेन्नियमाधिकम् ।
कुर्वीध्वं तद्व्ययं शीघ्रं लोककल्याणकर्मणि ।।



* ઉદ્યમ પ્રામાણિકપણે કરવાનો, એ પ્રકારના વ્યવસાયમાં જો પરિગ્રહના નિયમથી વધુ ધન મળે તો તે લોકકલ્યાણના કાર્યમાં સત્વર ખર્ચી નાખવાનું. ૧૬



* If per chance by honest industry you acquire wealth more than the measure of Parigraha fixed by you, spend it at once for the benefit of mankind. 16





(१७)

आवश्यकत्वं संवर्ध्य भाराक्रान्तीभवन् स्वयम् ।
आमन्त्रयति दुःखानि स्वविकासं रुणद्धि च ॥



* માણુસ જરૂરીઆતો વધારી હાથે કરી પોતે ભારાક્રાન્ત બને છે અને દુઃખોને નોતરે છે, અને સાથે જ પોતાના જીવનવિકાસને રુંધે છે ૧૭



* A man, by multiplying his necessities and by thus voluntarily adding to his burden, invites misery, and stifles his development of life at the same time. 17





(१८)

वहुसंग्रहशीलत्वा, विलासप्रमदेषु वा- ।
अर्थापव्ययकर्तारोऽत्यर्थं घ्नन्ति प्रजाहितम् ॥



* બહુ સંગ્રહશીલ માણસો યા ઉચ્છૃંખલ મોજ-શોખમાં ધન વેડફનારા માણસો પ્રજાનું હિત હણે છે. આમ, એવાઓ પ્રજાદ્રોહનું મોટું પાપ કરે છે. ૧૮



* By being over-covetous in the accumulation of wealth, or by spending money in uncontrolled luxuries, men destory people's interests 18





(१९-२०)

भोगोपाधिर्भवेदल्पो मनुष्याणा यथा यथा ।
तथा तथाऽपचीयन्ते चिन्तालोभक्लमार्तयः ॥
दातुं च निजयोगं ते सावकाशास्तथा तथा- ।
भवेयुः समहत्त्वेषु लोककल्याणकर्मसु ॥
(युग्मम्)



* ભોગની ઉપાધિઓ જેમ થોડી હશે તેમ ચિન્તા, લોભ, શ્રમ, કષ્ટ ઓછાં થવાનાં, અને તેમ લોકકલ્યાણનાં સત્કાર્યોમા પોતાનો સહયોગ સારો આપી શકાવાનો. ( આમ, આત્મશાન્તિ તેમ જ સેવા બન્નેનો અમૂલ્ય લાભ મળવાનો. ) ૧૯-૨૦



* The less sensual enjoyments, the less anxiety, greed, fatigue and worry, and the more one in this condition, will be able to take part in beneficent activities for the people at large ( Thus internal tranquillity and devotion to auspicious work of benevolence both would be available ) 19-20





(२१)

अहिंसासूनृतास्तेयब्रह्मचर्यापरिग्रहाः ।
एते पञ्च यमाः सन्त. सार्वभौमा महाव्रतम् ॥



* અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાંચ યમો સાર્વભૌમ બનતાં મહાવ્રત કહેવાય છે. ૨૧



* Non-injury, truthfulness, refraining from stealing, celibacy and renouncement of property, especially, greed of it–these five are called Yamas x When these Yamas are not delimited by the exigences of time and place etc, they constitute the great vows (महाव्रत) applicable in all places and at all times (सार्वभौम). 21

x Yama means self-restraint





(२२)

एतस्य व्रतपञ्चकस्य विमलादाराधनाज्जायते
निर्मातुं निजचेतसो विमलतां सामर्थ्यशाली जनः ।
तस्माद् योगपथे करोति च गतिं तेजस्विनीमुत्तमे
सम्प्राप्नोत्यमुना क्रमेण च परं निःश्रेयसं मङ्गलम् ॥



* આ વ્રતપંચકના નિર્મળ આરાધનથી મનુષ્ય પોતાના ચિત્તની નિર્મળતા સાધી શકે છે, અને એના બળે એ ઉત્તમ યોગમાર્ગ પર વીર્યપૂર્ણ ગતિ કરવા સમર્થ થાય છે. આ ક્રમે એ મહાન આત્મા અન્તે પરમ મંગલરૂપ નિઃશ્રેયસને પ્રાપ્ત કરે છે- ૨૨



* A man becomes able to purify and clarify his mind by good observance of these five vows, and there-upon he begins to advance on the exalted path of Yoga, and by this order he attains beatitude supremely auspicious. 22





(२३)

सर्वं जगत् पतितमस्ति विमोह-पङ्के
तस्मान्निजान्तरबलाद् बहिरागतो यः।
विश्वातिशायिबलबुद्धिमहाः स एव
सर्वोदयप्रसरणप्रवणः स एव ॥



* જગત્ આખું મોહના કીચડમાં ફસાઇ પડ્યું છે, એમાંથી જે પોતાના આન્તર બળને ફોરવીને બહાર આવ્યો છે તે પ્રશાન્ત તથા સ્થિતપ્રજ્ઞ મહાત્મા જ જગત્માં સર્વશ્રેષ્ઠ શક્તિશાલી સર્વોત્તમ બુદ્ધિશાલી અને સર્વાધિક પ્રભાવશાલી છે, અને તે જ સહુને કલ્યાણ-પથ પર ચડાવવાનું મહત્ કાર્ય કરી શકે છે ૨૩



* The whole world has fast stuck in the mud of Moha (infatuation or illusory attachment.) He alone who has come out of it through his inner spirit, is really endowed with the highest power, intellect and lustre, and would be able to propagate a great work benefitting all. 23



# सप्तदशः प्रकाशः

## जीवनप्रकाशः

## CHAPTER 17

## Light on Life



(१)

कृतकर्मफलं जन्मान्तरे वा जन्मनीह वा ।
आत्मा लभत इत्थं हि संसारः प्रवहत्ययम् ॥



* પ્રાણી પોતે કરેલાં કર્મોનાં ફળ જન્માન્તરમાં પામે છે; અને આ જન્મમાં બાંધેલાં કેટલાંક સબળ કર્મોનાં ફળ આ જન્મમાં પણ પામે છે. સંસારનો પ્રવાહ આ રીતે વહ્યા કરે છે. ૧





* Souls subject to Karmas, are born in the next world as gods, as human beings, as xTiryach beings or as hellish ones according to the Karmas incurred by them and acquire fruits of the Karmas of various kinds Some Karmas incurred here by souls fructify just here (in this very birth) to them. Thus, is flowing the current of Samsara beginningless as well as endless. 1

x Tiryach beings are lower or irrational animals distinguished from human beings





(२-३-४)

आत्मा कर्म पुनर्जन्म सुसंयुक्तमिदं त्रयम् ।
एकस्य स्वीकृतौ तत्र स्वीकृतं भवति त्रयम् ।।

आत्मनः स्वीकृतौ तस्य मोक्षोऽप्यभ्युपगम्यते ।
मोक्षे च स्वीकृते तद्वानीश्वरोऽप्यभ्युपेयते ।।

इत्थं पञ्चकमप्येतत् सुसम्बद्धं प्रतीयते ।
एकस्य स्वीकृतौ ह्यत्र पञ्चकं स्वीकृतं भवेत् ।।

(त्रिभिर्विशेषकम्)





* આત્મા, કર્મ અને પુનર્જન્મ એ ત્રણ પરસ્પર એટલાં બધાં સંયુક્ત છે કે એકને સ્વીકારતાં ત્રણેને સ્વીકારવાં પડે છે (અને એકનો સ્વીકાર ન કરતાં ત્રણેનો અસ્વીકાર થઇ જાય છે). ૨

* આત્માનો સ્વીકાર કરતાં એનો મોક્ષ પણ સ્વીકારવો પડે છે અને મોક્ષનો સ્વીકાર કરતાં મુક્ત આત્મા-પરમાત્મા-ઇશ્વર પણ સ્વીકારાઈ જાય છે. ૩

* આમ આત્મા, કર્મ, પુનર્જન્મ, મોક્ષ અને ઇશ્વર એ પંચક પણ પરસ્પર એવું સમ્બદ્ધ છે કે એકનો સ્વીકાર કરતાં પાંચેનો સ્વીકાર અને એકનો સ્વીકાર ન કરતાં પાંચેનો અસ્વીકાર થઈ જાય છે. ૪





* The soul, Karma and rebirth–these three are so mutually connected that one among them, being admitted all these three become admitted 2

* The soul being admitted its final emancipation too has to be admitted, and its emancipation being admitted, the emancipated soul which has achieved Godhood by its emancipation, also, has to be admitted 3

* Thus, these five+ elements also are perceived to be so mutually connected that among them one being admitted, all these five also have to be admitted (and among them one being omitted, all these five also have to be omitted. 4

+ The soul, Karma, rebirth, final emancipation and God (the supreme Spirit).





(५-३ ७)

शरीर विक्रियाशालं भौतिकत्वेन सुस्फुटम् ।
रोगाऽऽपातेन सक्लिष्टं भूयो भूयो भवत्यदः ।।

आकस्मिकाभिघातेन यातनासु पतत्यदः ।
शरीरस्यानुभूयेमां विकारित्वस्वभावताम् ।।

पूर्णसौख्यैषिभिः सद्भिः शरीरोपाधिमुक्तये ।
मोक्षोऽवाञ्च्छि न यत्राङ्गाभावे दु.ख मनागपि ।।

(त्रिभिर्विशेषकम्)



* શરીર ભૌતિક છે અને એથી સ્પષ્ટ વિક્રિયાશીલ છે. વારે વારે રોગ પેદા થવાથી તે દુઃખી થયા કરે છે આકસ્મિક આઘાત-અભિઘાતથી પણ તે મહાકષ્ટમાં પડે છે આમ શરીર વિકારી સ્વભાવવાળું છે એમ અનુભવીને,

પૂર્ણ સુખના આકાંક્ષી પુરાતન સન્તોએ શરીરની બલામાંથી છૂટવા માટે મોક્ષ માગ્યો- જ્યાં શરીર ન હોવાને લીધે દુઃખનું નામ જ નથી ૫-૬-૭





* The body is material, and hence it is evidently disposed to be disordered. It is also pained by diseases arising again and again. Also it has some times to suffer acute pains by accidents. Having perceived this aptitude of the body to bad changes—

the ancient sages desirous of perfect happiness, longed for the state of final emancipation in order to be free from the troubles of body, because in that state there is no misery in the least on account of the complete absence of body 5-6-7





(८)

रोगित्वेपि शरीरस्य सम्यग्दृष्टिर्विवेकतः ।
विदन्नीरोगमात्मानं साम्यं धैर्येण रक्षति ॥



* શરીરની રુગ્ણ હાલતમાં પણ સુજ્ઞ જન વિવેકના પ્રકાશમાં આત્માને નીરોગી સમજી ધૈર્ય ધારણ કરી પોતાના સમભાવને જાળવી રાખે છે. ८



* A person of right understanding, preserves his equanimity of mind with courage or fortitude even in his state of being (physically) diseased, since he knows by his wisdom that his soul is healthy. 8





(९-१०)

सुचित्तं मरणं श्रेयो दुश्चित्तं दुर्गतिप्रदम् ।
सुमृत्यै शुभसंस्काराः सम्पोष्याः पूर्वमेव हि ॥
कल्याणयुक्ते मरणे जीवनं स्यात् फलेग्रहि ।
आर्ते रौद्रे च तद् भ्रश्येज्जाग्रत् प्रागेव तद् भवेत् ॥



* શુભ ચિત્તવાળુ મરણ શ્રેયસ્કર છે અને અશુભ ચિત્તવાળું મરણ દુર્ગતિમાં પાડે છે. સુમરણ માટે શુભ સંસ્કારો અગાઉથી જ પોષતા રહેવું જોઈએ

મરણ વખતે કલ્યાણભાવના હોય તો એ જીવનની સફલતા છે, પણ મરણ જો દુઃખાર્ત કે રૌદ્ર બને તો એ જીવનની દુર્ગતિ છે. માટે માણસે અગાઉથી જ (કુશલસાધનામા) જાગરુક રહેવું જોઇએ. ૯-૧૦





* At the time of death, if mind is good, that death also is good, and if mind is otherwise, that death also is otherwise, i,e , bringing on a bad grade.

To attain good death a person should be diligent in rendering his mental attitude or impressions pure and pious during his living

Death being good the life proves fruitful and death being uneasy or irascible, the life proves lost. So one should be beforehand careful of making one's life good or noble. 9-10





(११)

पृथ्व्यादिभूतसम्भूतो जडो देहो विनश्वरः ।
आत्मा तद्भिन्न एवास्ति शाश्वतश्चेतनामयः ॥



* શરીર પૃથ્વી આદિ ભૂતોથી બનેલુ હોઈ જડ છે અને નાશવાન છે આત્મા એથી ( શરીરથી ) ભિન્ન જ છે, અને એ ચૈતન્યમય શાશ્વત તત્ત્વ છે. ( આ પાઠ કલ્યાણાભિલાષીએ સર્વપ્રથમ શીખી લેવાનો અને હૃદયમાં ઉતારવાનો છે ) ૧૧



* The body formed of elements-earth, water. fire and air which are certainly inanimate. It is therefore, inanimate and perishable The soul is absolutely distinct from the body and also eternal as well as the embodiment of conciousness. ( Chaitanya ) 11





(१२)

प्रतिजन्म स आदत्ते निजकर्मानुसारतः ।
अनादिकालतो देहं भवे भ्राम्यन् नवं नवम् ।।



* સંસારમાં અનાદિકાળથી ભ્રમણ કરતો આત્મા દરેક જન્મ વખતે પોતાના કર્મ અનુસાર નવું નવું શરીર ધારણ કરે છે. ૧૨



* Wandering in the transmigratory cycle the (embodied) soui assumes a new body at its every birth according to the Karmas incurred by it in its previous birth. This course of it has been proceeding from beginningless time. 12





(१३)

अनन्तानि शरीराणि विधृतानीत्थमात्मना ।
यावन्मोहोदय चासौ स्थास्यत्येव शरीरभाक् ॥



* આમ, આત્માએ આજ સુધીમાં અનન્ત શરીર ધારણ કર્યાં છે; અને જ્યાં સુધી એ મોહાક્રાંત રહેશે ત્યાં સુધી એને એક પછી એક શરીર વળગતું રહેવાનું જ. ૧૩



* Thus boundless bodies have been assumed by the ( phenomenal ) soul, and it will surely continua to do so as long as it is under the influence of Moha ( delusion or illusion ). 13





(१४)

विहाय देहमोहं तत् सर्वासां मूलमापदाम् ।
निजं शरीरं योक्तव्यमात्मकल्याणकर्मसु ॥



* માટે શરીર ઉપરનો મોહ, જે બધાં દુઃખોનું મૂળ છે, મૂકી દઈ પોતાના શરીરને કલ્યાણુસાધનામાં જોડવું જોઇએ. ૧૪



* Therefore forsaking illusory attachment to the body, which is the source of all calamities, a person should employ his body in the course of accomplishing spiritual welfare. 14





(१५)

शरीरमात्मकल्याणे नियुक्तं कुशलावहम् ।
दुराचारप्रवृत्तौ च नियुक्तं विपदावहम् ॥



* કલ્યાણસાધનમાં લગાવેલું શરીર કલ્યાણકારક છે અને દુરાચરણમાં લગાવેલું શરીર દુર્ગતિમાં પાડનાર છે. ૧૫



* Body employed in the course of welfare, is auspicious, and in committing sinful actions, is calamitous. ( It is the body that conduces to good or ill ) 15





(१६)

प्राप्नुयाद् विश्वसाम्राज्यं परन्तु यदि हारयेद्- ।
मनुष्यो निजमात्मानं तर्हि किञ्चित् स नाप्तवान् ।।



* મનુષ્ય દુનિયાભરનું સામ્રાજ્ય પ્રાપ્ત કરે, પણ જો પોતાના આત્માને ગુમાવે તો ખરેખર તેણે કશું જ મેળવ્યું નથી. ૧૬



* If a man gains the sovereignty of the world and loses his own soul, he is certainly gainless 16





(१७)

प्राप्तेऽपि बाह्ये स्वातन्त्र्ये न प्राप्तं चेत् तदाऽऽन्तरम् ।
तदा महान् महीशोऽपि न सुखी न पराक्रमी ॥



* બાહ્ય સ્વાતંત્ર્ય પ્રાપ્ત થયું હોય, પણ આન્તર સ્વાતંત્ર્ય જો પ્રાપ્ત થયું ન હોય તો મોટો ભૂપ પણ નથી સુખી, નથી પરાક્રમી. ૧૭



* Even a great king who has possessed external liberty, is not happy, nor valiant if he has not secured the internal one. 17





(१८)

मुक्तीवुभूषवो दुःखात् परमानन्दमन्दिरम् ।
मार्गमाध्यात्मिकं सुज्ञा वहवः समशिश्रियन् ।।



* દુઃખમાંથી મુક્ત થવાની ઇચ્છાથી ઘણા સુજ્ઞ જનોએ પરમ આનન્દના મન્દિરરૂપ અધ્યાત્મમાર્ગ ગ્રહણ કર્યો છે ૧૮



* Many wise persons who were desirous of emancipation from miseries, resorted to the path of spiritual welfare-the abode of the highest bliss. 18





(१९)

मतानां भिन्नभिन्नाना भिन्नता तत्त्वदर्शने ।
धर्मस्त्वभिहित: सर्वैरेक: सच्चरितात्मक. ।।



* ભિન્નભિન્ન સંપ્રદાયોની ભિન્નતા તત્ત્વજ્ઞાન (દાર્શનિક ફિલોસોફી)ને અંગે છે સચ્ચરિતરૂપ ધર્મ તો બધા સંપ્રદાયોમાં સરખી રીતે બતાવવામાં આવ્યો છે. ૧૯



* There are many different sects or persuasions which hold philosophical doctrines contradictory from one another, but about Dharma which really consists in right conduct, all are at one. 19





(२०)

सत्याहिंसात्मकं धर्मं प्रपन्नाः सर्वमानवाः ।
तत्त्वज्ञानक्रियाकाण्डविभेदेऽपि सधर्मिणः ॥



* સત્ય અને અહિંસારૂપ ધર્મને વરેલા બધાય માણસો દાર્શનિક તત્ત્વજ્ઞાન અને ક્રિયાકાંડમાં જુદા હોવા છતાં–પરસ્પર સમાનધર્મા–સાધર્મિક છે. ૨૦



• Dharma means the observance of non-injury and truthfulness All the followers of this Dharma can verily be called of the same Dharma ( i e co-religionists ), even though they differ from one another in philosophical tenets and religious rites. 20





(२१)

असिद्ध+मपि यच्छ्रेयःसाधने प्रेरकं भवेत् ।
मतं दार्शनिकं किञ्चिद् यस्य तस्य शुभाय तत् ॥



* જે કોઇ દાર્શનિક મંતવ્ય યુક્તિસિદ્ધ ન હોય, છતાં કલ્યાણસાધનમાં જેને પ્રેરક થતું હોય તેને માટે તે શ્રેયસ્કર છે. ૨૧



• Some philosophical doctrine though logically untenable, is auspicious to him to whom that doctrine becomes useful in his accomplishing welfare 21

---

+ प्रमाणसिद्धम्





(२२)

सत्यं प्रपन्नो गुणपूजकश्च शांतश्चरित्रे सति× वर्तमानः ।
अवस्थितः क्वापि हि सम्प्रदाये श्रेयोविहार्येव सुभागधेयः ।।



* કોઈ પણ સંપ્રદાયનો માણુસ જો સત્યનો ઉપાસક હોય, બીજાના ગુણોનું બહુમાન કરનાર હોય, શાંતમના હોય અને સચ્ચરિત હોય તો તે ભાગ્યશાલી સજ્જન નિઃસંદેહ કલ્યાણવિહારી છે. ૨૨



* A person of whatever sect or persuasion he mey be, is surely treading the path of welfare, if he is devoted to truth, respectful to the virtues of others, tranquil-minded and well-conducted 22

× सति=पवित्रे



# अष्टादशः–प्रकाशः

## गृहिविवेकः

## CHAPTER 18

## House-hold Wisdom



(१)

गुरूणा माननं कार्यं तत्परत्वं च सौहृदम् ।
गेहिगेह गुणैरेभिः सुखशोभास्पदं भवेत् ॥



* વડીલોનાં સન્માન, ઘરનાં કામ બજાવવામાં સહુર્ષ તત્પરતા અને પરસ્પર સ્નેહભાવ–આ ગુણોથી ગૃહસ્થનું ઘર સુખસંપન્ન તેમજ શોભાસ્પદ બને છે ૧



* The houses of house-holders become happy as well as renowned by such virtues as respect for elders, devotion to house-hold affairs and mutual affection among the members of the house.







(२)

महोपकारी पितरावुपास्यं तीर्थमादिमम् ।
पूज्यपूजनतः पूजास्पदं संजायते जन. ।।



* માતાપિતાનો મહાન ઉપકાર છે એ ઉપાસવા યોગ્ય પહેલું તીર્થ છે. પૂજ્યના પૂજનથી માણસ પૂજ્ય બને છે. ૨



* Parents are great banefactors. They are the first Teertha worth serving. A man becomes adorable by adoring the adorable. 2





(३)

श्वश्रूर्भवेद् वधूमाता वधूः श्वश्रूसुता तथा।
ईदृशे सति सुस्नेहे गृहस्याभ्युदयो भवेत्।



* સાસૂએ વહૂની માતા બનવાનુ છે, તેમ જ વહૂએ સાસૂની દીકરી બનવાનું છે. આ પ્રકારનો સુંદર સ્નેહ હોતા ઘર અભ્યુદયશાલી બને છે. ૩



* The mother-in-law should become as a mother of her daughter-in-law who in her turn should become as her mother-in-law's daughter. Such a good affection (between the mother-in-law and the daughter-in-law) being cherished the house becomes happy as well as famous. 3





(४-५)

अन्योन्यस्नेहसंयुक्तसेवाकार्यपरायणौ ।
यावज्जीवं भविष्याव, इत्युद्वाहक्रियाक्षणे ॥
भवतः सुप्रतिज्ञातौ सप्रमोदं वधूवरौ ।
मिथो विश्वासभाजौ तत् पालयेतां तदक्षतम् ॥
(गुम्मम्)



* વર–વધૂ વિવાહક્રિયાના મંગલ અવસરે આ પ્રમાણે સહર્ષ પ્રતિજ્ઞાબદ્ધ થાય છે કે આપણે બંને યાવજ્જીવ પરસ્પર સ્નેહ સાથે એકબીજાના સેવાકાર્યમાં, એક બીજાના હિતસાધનમાં તત્પર રહીશું. અતઃ પરસ્પર અખંડ વિશ્વાસ ધરાવતી એ બંને વ્યક્તિઓએ આ પ્રતિજ્ઞાને ક્ષતિ પહોંચાડ્યા વગર બરોબર પાળવી એ એમની ફરજ છે. ૪–૫



* At the auspicious time of marriage a bride and a bridegroom joyfully vow that they will throughout life remain affectronately devoted to serving each other. So, being mutually faithful they ought to observe this vow unbrokenly. 4-5





(६)

ब्रह्मचर्यं हि पीयूषं कामलम्पटता विषम् ।
आद्याज्जीवनमानन्दि द्वितीयाद् दुःखि जायते ॥



* બ્રહ્મચર્ય અમૃત છે અને કામલમ્પટતા વિષ છે. પહેલાથી જીવન આનંદી બને છે, જ્યારે બીજાથી દુખિયારું. ૬



* Brahmacharya is nectar and lustfulness is poison. The former makes life joyful, while the latter, miserable. 6





(७)

वस्तुस्थितिपरिज्ञानाद् विश्वासाच्चोत्तमे फले।
अवाप्तेन मनःस्थेम्ना ब्रह्मचर्यमवाप्यते ॥



* વસ્તુસ્થિતિની સાચી સમજ અને ફળ ઉચ્ચ કોટીનું પ્રાપ્ત થાય છે એવો વિશ્વાસ–આ બન્નેના બળ પર મનની સ્થિરતા સધાય છે ત્યારે બ્રહ્મચર્ય સુલભ બને છે. ૭



* On the strength of both right uuderstanding of the nature of a thing and the confidence in the sublimity of the result, is achieved the steadiness of mind, in consequence of which the observance of Brahmacharya becomes easy. 7





(८)

न केवलं भवेद् गेही परदारविवर्जकः ।
वर्तेताऽमा× स्वपत्न्याऽपि न्यायतस्तद्धितप्रियः ।।



* ગૃહસ્થે પરદારનો સંગ તો ત્યજવાનો છે જ, પણ એ ઉપરાંત, સ્વપત્નીના હિતેચ્છુ એવા તેણે પોતાની પત્ની સાથે પણ ન્યાયથી જ વર્તવાનું છે. ૮



* Not only the illicit company of a woman who is not his lawful wife, is to be avoided by a householder, but also he is dutybound to treat his own wife justly and properly 8

× अमा=सह





(९)

अगारवासभाजोऽपि पुरुषा योषितोऽथवा ।
यावद् ब्रह्माचरिष्यन्ति भाविनस्तावदुन्नताः ॥



* ગૃહવાસી પુરૂષો કે મહિલાઓ બ્રહ્મચર્યનું પાલન જેટલું વધુ કરશે તેટલી વધારે ઉન્નતિ તેમની થવાની.

૯



* Even house-holders whether they be men or women, will be able to make their progress in life as much as they will observe Brahmacharya. 9





(१०)

रूपस्य बहिराकारं जनो दृष्टवा विमुह्यति ।
वैराग्यमेव संगच्छेदन्तर्भाग तु चिन्तयन् ।।



* રૂપનો બાહ્ય આકાર જોઈ માણુસ મોહિત થાય છે, પણુ જો તેની અન્દરના ભાગને ખ્યાલમાં લે તો તેને તે પરથી વૈરાગ્યભાવ જ પેદા થાય. ૧૦



* A person at first sight becomes enamoured of the outer form of beauty, but if he meditates upon the inner state thereof, he is sure to be disattached from it 10





(११)

रक्षन्ति ये निःस्खलनं स्वशीलं
चलन्ति नो सुन्दररूपतोऽपि ।
जयन्ति शौण्डीरमतल्लिकास्ते
तत्कीर्तिगाथा गगने नदन्ति ॥



* જેઓ પોતાના શીલને અસ્ખલિતપણે રક્ષે છે અને મોહક સુન્દર રૂપના સામીપ્યમાં પણ વિચલિત થતા નથી, તે વીરશેખર મહાશયો જયવન્ત છે, અને તેમની યશોગાથાઓ ગગનમાં ગવાય છે. ૧૧



* Those good persons of pre-eminent valour are victorious and their glory is extolled in heaven, who unfalteringly maintain the vow of celibacy and never swerve from it even in the presence of intoxicating beauty. 11



# एकोनविंशः प्रकाशः

## आरोग्यम्

## CHAPTER 19

## Health



(१-२)

न केवलमयं कायः परितापनमर्हति ।
न च मिष्टरसास्वादैर्लालनामपि भूरिभिः ॥

किन्तु स्यान्नेन्द्रियग्रामः कापथाभिमुखो यथा ।
यथा चात्महितोद्योगप्रवणः स्यात् तथा चरेत् ॥

(युग्मम्)





* આ શરીર કેવળ ભૂખે મારવાનું કે તપાવી દેવાનું નથી, તેમજ નાનાવિધ મિષ્ટ રસાસ્વાદોથી બહલાવવાનું કે પંપાળવાનું પણ નથી. પણ ઈન્દ્રિયો આડે માર્ગે ન જાય અને આત્મહિતના સાધનમાં સહાયક બની રહે એ રીતે વર્તવાનું છે. ૧-૨



* The body is neither only to be starved or tormented, nor is it to be over-fondled by many sweet-tastes, but man must behave in such a way that his senses may not be misdirected and that may be conducive to his spiritual welfare 1-2





(३)

देहे स्वस्थे मनः स्वस्थमिति वागनुसारतः ।
देहोऽपि पुरुषार्थाय स्वास्थ्यवान् समपेक्ष्यते ॥



જ 'સ્વસ્થ દેહમાં રહેલું મન સ્વસ્થ હોય છે' આ વચનના અનુસારે પુરુષાર્થના સાધન માટે શરીર પણ સ્વસ્થ હોવું અપેક્ષિત છે. ૩

(સન્તની વાણી લોકોને ઉદ્બોધે છે કે—
શરીર આત્માનું નિવાસસ્થાન છે. જે શરીરના સ્વાસ્થ્યની પરવા નથી કરતો તે આત્માનો દ્રોહ કરે છે.)



* "Healthy mind in healthy body" proves that the body must necessarily be healthy for manly efforts 3





(४)

आरोग्यनियमान् रक्षन्नाचारेण विवेकिना ।
संपुष्णाति यथा देहं सम्पुनाति तथा मनः ।।



* આરોગ્યના નિયમોને વિવેકશાલી આચરણથી જાળવતો માણસ જેમ પોતાના શરીરને પુષ્ટ કરે છે, તેમ પોતાનું માનસિક પાવિત્ર્ય પણ સાધી શકે છે. ૪



* Man observing the rules of health through considerate behaviour, not only strengthens his body, but also can acquire the purity of his mind. 4





(५)

शुद्धवायुर्जलं स्वच्छं योग्याहारोऽरुणातपः।
स्वच्छत्वं योग्यनिद्रा चारोग्याय श्रमसंयमौ ॥



* શુદ્ધ હવા, સ્વચ્છ જળ, યોગ્ય સાત્વિક આહાર, સૂર્યનો પ્રકાશ, સ્વચ્છતા ( ચોખ્ખાઈ ), યોગ્ય નિદ્રા અને શ્રમ તથા સંયમ એ આરોગ્યની પ્રાપ્તિની સામગ્રી છે ૫



* Pure air, clear water, wholesome food, sunshine, cleanliness, proper sleep, labour and self-control are the means of acquiring health. 5





(६)

स्वर्गोऽपि दुःखालय आमयाविनो
निरामयः पर्णगृहेऽपि खेलति ।
आरोग्यमुच्चैः पुरुषार्थसाधनं
तद्रक्षणं संयमपूतचर्यया ॥



* રોગાર્તને સ્વર્ગ પણ દુઃખનું ઘર છે, જ્યારે આરોગ્યશાલી મનુષ્ય પર્ણકુટીમાં-ગરીબ ઝુંપડીમાં પણ લહેર કરતો હોય છે. નિઃસન્દેહ, આરોગ્ય પુરુષાર્થસાધનાનું ઉચ્ચ સાધન છે, અને તેનું રક્ષણ સંયમપૂત આચરણ પર આધારિત છે. ૬



* To the diseased even heaven is an abode of misery, while a healthy one sports gaily even in a cottage of leaves Health is no doubt, highly helpful in human activities; and its acquisition and preservation depend upon good behaviour endowed with becoming self-restraint. 6



# विंशः प्रकाशः

## जीवनशिक्षणम्

## CHAPTER 20

## Life-Instruction



(१)

अनेकविषयाभ्यासोऽभ्यासकानां प्रवर्तते ।
शिक्षालयेषु नत्वस्ति हन्त ! जीवनशिक्षणम् ।।



* આજે વિદ્યાલયોમાં વિદ્યાર્થીઓને અનેક વિષયોનો અભ્યાસ કરાવવામાં આવે છે, પણ ખેદની વાત છે કે ત્યાં જીવનશિક્ષણની યોજના નથી કે જે વિદ્યાર્થીઓને માનવતાની ઉત્તમ ભૂમિ પર ચડવામાં સહાયક અને પ્રેરક થાય. ૧



* In schools and colleges many subjects are taught, but there is no course of studying the art of living which may well influence the students to make their lives good, noble and high-spirited. 1





(२)

अभावे शिक्षणस्यास्य राष्ट्रं भवति दुर्दशम् ।
आदर्शाऽभानतो भूरिनैतिकक्षतिविस्तृतेः ॥



* જીવનશિક્ષણના અભાવે જીવનના આદર્શનું ભાન થાય નહિ, ભાવનાબળ પ્રગટે નહિ અને એથી અનેક નૈતિક દોષો પ્રસરવાથી માણસોનાં જીવન કલુષિત બનતાં જાય પરિણામે દેશની દુર્દશા થાય ૨



* In the absence of the course of life-instruction the realization of the ideal is not aroused in the people and hence moral corruptions of many kinds go on spreading in them, consequently the country is driven to downfall. 2





(३)

मुख्यो जीवनशिक्षाया आधार: सन्ति शिक्षका: ।
तेषामादर्शचारित्रं विद्यार्थ्यन्त: प्रकाशकम् ।।



* જીવનશિક્ષણનો મુખ્ય આધાર શિક્ષકો છે. તેમનું આદર્શ ચારિત્ર વિદ્યાર્થીઓના અન્તરમાં પ્રકાશ પ્રગટાવે છે. ૩



* It is the teachers on whom it chiefly depends to elevate the students' lives. Their pure and spotless character is able to enlighten the minds of students 3





(४)

विद्यार्थिना विनीतेन भाव्यमभ्युदयैषिणा ।
विनयात् प्राप्यते विद्या तथा चोन्नतिशीलता ॥



* વિદ્યાર્થી ઉન્નતિનો અભિલાષી છે, માટે તેણે, વિદ્યા વિનયથી મળે છે અને વિદ્યાથી ઉન્નતિશીલ થવાય છે એ લક્ષમાં રાખી વિનયસમ્પન્ન બનવું જોઇએ. ૪



* Students are naturally desirous or anxious about making their progress, so they must be polite. The means of acquiring prosperity is knowledge and knowledge is fairly obtained by politeness. 4





(५-६)

सत्यां जीवनशिक्षाया प्रजानिर्माणमुत्तमम् ।
सद्‌गुणोज्ज्वलचारित्रनिर्माणादुपजायते ॥

धर्मार्थकाममोक्षाणां पुमर्थाना विकासतः ।
देशो भवत्योजस्वी च तेजस्वी च यशस्व्यपि ॥



* જીવનશિક્ષણના પ્રકાશમાં સદ્ગુણોથી ઉજ્જ્વલ ચારિત્રનું નિર્માણ થવા પામે છે અને એથી પ્રજાનું ઘડતર ઉચ્ચ કક્ષાનું બને છે;
તેમજ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થોનો વિકાસ થવાથી દેશ ઓજસ્વી, તેજસ્વી અને યશસ્વી બને છે. ૫-૬





* It is life-instruction that becomes helpful in moulding human character shining by good qualities, and hence the creation of the nation can be best formed.

And it is life-instruction which being elevated the country becomes famous, lustrous and valorous on account of the development of Dharma, Artha, Kama and Moksha-the four principal objects of human life. 5-6





(७)

विद्या च सा यया सिध्येज्जीवनस्योर्ध्वगामिता ।
जीवनस्योर्ध्वगामित्वमूर्ध्वगामित्वमात्मनः ॥



* વિદ્યા તે છે જેનાથી જીવન ઊર્ધ્વગામી બને; અને જીવનનું ઊર્ધ્વગામિત્વ આત્માના ઊર્ધ્વગામિત્વમા છે. ૭



* Knowledge is that by which life is elevated, and the real elevation of life consists in spiritual elevation. 7





(८)

पितरौ सापराधौ स्तो न यौ संस्कुरुतः प्रजाम् ।
सर्वाधिकक्षमावाद्यगुरू तत्संस्करणे च तौ ॥



* માતાપિતા જો પોતાનાં સન્તાનને વિદ્યા–સંસ્કારથી સંસ્કારિત બનાવતા નથી તો તેઓ અપરાધી ઠરે છે. તેઓ પોતાના સન્તાનના પ્રથમ ગુરુ હોઈ પોતાના સન્તાનને સંસ્કારશાલી બનાવવામાં સહુથી વધારે શક્તિમાન્ છે. ૮



* Those parents are guilty who do not properly educate and cultivate their children. And as they are the first Gurus of their children, they are the ablest of all in cultivating their children 8





(९)

द्रविणोपार्जने लुब्धाः स्वकर्तव्यपराङ्मुखाः ।
शिक्षका अपराध्यन्ति, भाव्य तैः सत्यशिक्षकैः ॥



* જે શિક્ષકો ધનલુબ્ધ બની અપ્રામાણિક વ્યવહાર ચલાવે છે, પક્ષપાતી વલણ રાખે છે, વિદ્યાર્થીઓને શીખવવામાં બેદરકાર રહે છે, એવા કર્તવ્યપરાઙ્મુખ શિક્ષકો મોટા અપરાધી છે. તેમણે સાચા શિક્ષક બનવું ઘટે. [ શિક્ષકનું કાર્યક્ષેત્ર એવું મહાન્ છે કે સમાજના કે રાષ્ટ્રના ઘડતરમાં એનું સર્વાધિક મૂલ્ય છે. ] ૯



• Those teachers who are covetous of money and hence remain indifferent to their duty of teaching, are greatly guilty. They must be true teachers whose service is verily most valuable 9





(१०)

शालासु विद्यार्थिजनाय शिक्षणं
देयं यथा सद्व्यवहारकौशलम् ।
देयं तथा मानवताविकासकं
ततो हि लोकाभ्युदयो भविष्यति ॥



* શિક્ષણશાળાઓમાં વિદ્યાર્થીઓને જેમ ઉત્તમ વ્યાવહારિક જ્ઞાન આપવાનું છે, તેમ માનવજીવન-વિકાસનું શિક્ષણ પણ આપવાનું છે. તો જ માનવ-જાતિનો અભ્યુદય શક્ય બનશે. ૧૦



* As material or worldly education is fitly to be given to the students in schools and colleges, so instruction regarding life-elevation too must be necessarily given to them. Just then the way to the elevation of humanity will be easy. 10



# एकविंशः-प्रकाशः

## संघटनम्

## CHAPTER 21

## Union



(१)

सर्वेऽपि भिन्नकर्माणः सममानवताधराः।
न्याय्याधिकाररक्षाभिर्भवेद् राष्ट्रं समुन्नतम्॥



* કર્મ યા વ્યાપાર–વ્યવસાય લોકોના ભિન્ન ભિન્ન જ હોય, અને એમ છતાં એ બધા એકસરખી માનવતાની ધરા પર છે. બધાઓના ન્યાય્ય અધિકારો સુરક્ષિત રહે તો જ રાષ્ટ્રની ઉન્નતિ થઈ શકે છે. ૧



* All persons though engaged in different occupations, stand on the same ground of humanity. A nation can make its progress only when the equitable rights of all citizens–all persons–are guarded, secured and upheld 1





(२)

सर्वे मनुष्या वर्तेरन् परस्परसुहृत्तया ।
अन्योन्यसहयोगाढ्याः, पन्था राष्ट्रोन्नतेर्हि सः



* બધા માણસોએ અરસપરસ સહયોગ રાખી મિત્રતાથી રહેવું જોઇએ. રાષ્ટ્રના અભ્યુદયનો મુખ્ય માર્ગ એ જ છે. ૨



* All persons should mutually co-operate and behave in a friendly manner It is the main path to the prosperity of a nation. 2





(३)

अल यावत् समुन्नन्तुं ब्राह्मणः क्षत्रियोऽथवा ।
अल तावत् समुन्नन्तुं शूद्रोऽपि महिलापि च ।।



* જેટલી ઉન્નતિ બ્રાહ્મણ યા ક્ષત્રિય કરી શકે છે, તેટલી શૂદ્ર પણ કરી શકે છે અને નારી પણ કરી શકે છે. 3



* A Shudra or a woman is as much competent to accomplish his or her advancement as is a Brahmana or a Kshatriya. 3





(४)

धर्माधिकारिणः शूद्राः स्त्रियश्च ब्राह्मणादिवत् ।
ते सर्वे परमं श्रेयो धर्मेण प्राप्तुमीशते ।।



* જેમ બ્રાહ્મણ વગેરે ધર્મના અધિકારી છે, તેમ શૂદ્રો અને સ્ત્રીઓ પણ ધર્મના અધિકારી છે. એ બધા ધર્મસાધનના બળે ઉચ્ચતમ કલ્યાણભૂમિ પર પહોંચી શકે છે. ૪



* Shudras and women are as well entitled to follow the path of Dharma, as Brahmanas and others; and all of them may be able to attain to the highest state of welfare by being rightly devoted to Dharma. 4





(५)

नहि संघटनाशक्तिमन्तरेण सुयोजिताम्।
समुत्कर्षोऽथवोत्थानं भवेद् राष्ट्रस्य कस्यचित्॥



* સુયોજિત સંગઠનબળ વગર ઉદય કે ઉત્થાન કોઈ રાષ્ટ્રનાં થઈ શકતાં નથી. ૫



* Without well-planned solidarity no nation can either rise or advance forward. 5





(६)

वैमनस्यं विरोधो वा स्याद् यत्र क्वापि वेश्मनि।
संघे समाजे देशे वा तस्याधःपतनं भवेत्॥



* જે કોઈ દેશ, સમાજ, સંઘ કે ઘરમાં વૈમનસ્ય કે વિરોધ પોતાનો અડ્ડો જમાવે છે; તે દેશ, સમાજ, સંઘ કે ઘરની ચડતી થતી નથી, તેનું અધઃપતન થાય છે ૬



* When bitterness or discord takes hold of a family, a society or a nation, they can not rise, they are driven to degradation. 6





(७)

यदि संघटिता न स्युर्वलवन्तोऽपि मानवाः ।
न ते र्तहि विजेष्यन्ते न चाऽऽप्स्यन्ति स्वतन्त्रताम् ॥



* બલવાન્ માણુસો પણ પરસ્પર સંગઠિત નહિ હશે, ઐક્યના સૂત્રમાં બંધાયેલા નહિ હશે તો વિજય નહિ મેળવી શકે, સ્વાધીનતાને પ્રાપ્ત નહિ કરી શકે. ૭



* Even the strong, if not united, not threaded with the thread of union, will not obtain victory and also will not achieve independence 7





(८)

संघशक्तिर्महाशक्तिर्बलवत्या तया प्रजाः ।
महान्तमपि राजानं नयन्ति स्वानुकूलताम् ॥



* સંઘશક્તિ એ મહાશક્તિ છે. તે જબરદસ્ત શક્તિવડે પ્રજા મોટા રાજાને પણ નમાવે છે, પોતાને અનુકૂળ બનાવી શકે છે. ૮



* "Union is strength." With this strength people bring their king to their knees and compel him to respect their wishes. 8





(९)

निर्बला अपि संयुक्ता भवन्ति सफलोद्यमाः ।
विशृङ्खलास्तु योद्धारः पतन्ति बलिनोऽपि हि ॥



* નિર્બલ પ્રજા પણ સંયુક્ત બળવાળી હોય તો પોતાના ઉદ્યમમાં સફળતા મેળવે છે, જ્યારે બલવાન્ યોદ્ધાઓ પણ કુસંપને લીધે પરાભવ પામે છે અને પડે છે. ૯



* Even efforts of a weak nation, if united, are crowned with success, while great warriors, if disunited, suffer defeat and fall. 9





(१०)

त्यक्त्वा विरोधं सकलं जातिधर्मनिबन्धनम् ।
अन्योन्यसौमनस्येन सर्वे साधयतोन्नतिम् ॥



* જાતિ અને ધર્મના ભેદોને આગળ કરી ઉપજાવેલા બધા વિરોધોને શમાવી દો અને પરસ્પર મીઠા દિલથી એક થઈ ઉન્નતિ સાધવા લાગી જાઓ. ૧૦



* Remove all quarrels engendered by putting forth racial and religious differences, seek unity of hearts and ascend to the path of progress. 10





(११)

एकाङ्कपत्रं जयति पत्रं राजाकृतेर्यथा ।
तथा जयति राजानमेकतावलतः प्रजा ।।



* (પાનાંની રમતમાં) "એક્કા"નું પાનું જેમ "બાદશાહ"ને જીતે છે, તેમ જે પ્રજામાં એક્કો છે તે, રાજાને પણ જીતી શકે છે. ૧૧



* As in the games of playing cards the ace conquers the king, so people endowed with the power of unity, conquer their king 11





(१२)

अग्निपातोन्मुखं दुग्धं स्वसंगिजलनाशतः।
पुनर्जलागमे शांतं तद्वत् प्रेम प्रपोषत !॥



* પોતાનું સોબતી જળ બળી ગયું ત્યારે (ઊભરો આવતાં) અગ્નિમાં પડવા જતું દૂધ ફરી પાણીનો સમાગમ થતાં શાન્ત પડે છે. આ પ્રેમનું ઉદાહરણ છે. આ પ્રકારનો પ્રેમ પરસ્પર પ્રસરાવો! ૧૨



* Cultivate the love of the milk which, when the accompanying water evaporates, tries to fall into the fire to burn itself, and when water is again poured into it, calms down 12





(१३)

वर्धिष्यते व्यापकबन्धुभावतो
महद् बलं वः खलु पुण्यमन्दिरात् ।
धनं च धान्यं च यशश्च गौरवं
सुखं च लब्ध्वाऽभ्युदिता भविष्यथ ॥



* સજ્જનો ! વ્યાપક બન્ધુભાવ જે ખરેખર પુણ્યનું મંદિર છે તે નિષ્પન્ન થતા તમારું બળ ઘણું વધશે, અને એથી તમે ધન, ધાન્ય, યશ તથા ગૌરવ મેળવશો, આબાદ થશો–સુખી થશો. ૧૩



* With the birth of all-pervading brotherhood–the abode of merit, your strength will increase considerably, and thereby you will get wealth, food-grains, fame and dignity, also you will be prosperous and happy. 13



# द्वाविंशः प्रकाशः

## अनेकान्तदृष्टिः

## CHAPTER 22

## Anekanta view

( Manysided view or plurality of aspects )



• Syadvada or Anekantavada ascertains an object from all possible stand-points.

The statement made about an object after considering it from every stand-point, gives us the complete as well as the true idea about it This is the work of Syadvada or Anekantavada.



* અર્થાત્-વસ્તુનું અનેક દૃષ્ટિકોણોથી અવલોકન એનું નામ અનેકાન્તદૃષ્ટિ અને એનું નિરૂપણ એ અનેકાંતવાદ યા સ્યાદ્વાદ





(१)

सत्ये अपि मिथ. स्याता परस्परविरोधिनी ।
वस्तुतो न विरुद्धे ते सापेक्षत्वेन संगते ।।



* બે સત્યો પણ પરસ્પર વિરુદ્ધ હોય છે. પણ ખરી રીતે તે વિરુદ્ધ નથી હોતાં, પણ અપેક્ષાભેદે સંગત હોય છે ૧



* Even two truths are contradictory to each other; but they are so only apparently, not really. They are verily consistent with each other from different stand-points 1





(२-३)

एकाङ्कं ज्वर आरूढश्चिन्तावृद्धिकरो भवेत् ।
तमङ्कं चतुरङ्काच्चागतश्चिन्ताशमावहः ।।
एकाङ्कसूचितं तुल्यमप्यौष्ण्यं ज्वरसंगतम् ।
स्थितिभेदे भवेच्चिन्तावृद्ध्यै चिन्ताशमाय च ।।



* (થર્મામીટરમાં) એક અંક પર પહોંચેલો જ્વર ચિન્તાવર્ધક થાય છે, પણ ચાર અંક પરથી ઊતરીને એક અંક પર આવેલો જ્વર ચિન્તાને હળવી કરી દે છે.

એક અંકથી સૂચવાતી જ્વરની ઉષ્ણતા (ચડાવ-ઉતારમાં) સરખી હોવા છતાં એક વખતે ચિન્તાજનક બને છે, અને બીજી વખતે ચિન્તાને હળવી કરી દે છે.

આ અનેકાન્તદૃષ્ટિનું સાદું ઉદાહરણ. २-३





* Hundred and one degree (101°) temperature causes anxiety, but hundred and four degree temperature when reduced to hundred and one degree, decreases the anxiety. Thus hundred and one degree temperature causes anxiety at one time and decreases it at another time.

This is a simple instance of the Anekanta (relative) view 2-3





(૪–૫)

प्रतिकूलं प्रमीलाया नाशेन भषणं शुनः ।
पलायनेन चौराणामनुकूलं च जायते ॥
प्रतिकूलानुकूला च भवतीत्थं क्रियोदिता ।
सापेक्षदृष्टिबोधार्थमिदं स्थूलनिदर्शनम् ॥
(युग्मम्)



* કૂતરાનું ભસવું નિદ્રાને ઉડાડનાર બને છે ત્યારે પ્રતિકૂલ લાગે છે, પણ જ્યારે ચોરોને ભગાડવાનું કામ બજાવે છે ત્યારે અનુકૂલ લાગે છે.

આમ, કૂતરાનું ભસવું પ્રતિકૂળ પણ થઈ પડે છે અને અનુકૂળ પણ થઈ પડે છે. સાપેક્ષદૃષ્ટિ સમજવા માટે આ પણ એક સ્થૂલ ઉદાહરણ છે. ૪–૫





* Bark of a dog proves unfavourable to a man by breaking his sleep, and when the man comes to know that thieves fled by it ( the bark ), he gets delighted. Thus one and the same bark proves both unpleasant and pleasant.

This is also a simple illustration of the Anekanta ( relative ) view. 4-5





(६)

मातृत्वमथ पत्नीत्वं पितृत्वमथ पुत्रता ।
एकस्यां सगते व्यक्तौ विरुद्धे अप्यपेक्षया ।।



* માતૃત્વ અને પત્નીત્વ અથવા પિતૃત્વ અને પુત્રત્વ એવા વિરુદ્ધ ધર્મો એક જ વ્યક્તિમાં જુદી જુદી અપેક્ષાએ ઘટે છે એ સહુના જાણવામાં છે.

આ અનેકાન્તદર્શનનો ખ્યાલ આવે એ માટે વ્યવહાર-પ્રચલિત સાદો દાખલો છે ६



* The states of being a mother and a wife, or, a father and a son, even though contradictory, are compatible in one and the same individual from the different points of view

It is also a simple example about the Anekanta view 6





(७)

एकमेव भवेद् वस्तु हानिकृद् गुणकारि च।
अवस्थाभेदमाश्रित्य, भूयसीदृगुदाहृतिः॥



* (દૂધ વગેરે) એક જ ચીજ એક જ વ્યક્તિને એક વખતે ગુણકારી થાય છે અને બીજે વખતે હાનિકારક થાય છે. અને, ભિન્નભિન્ન વ્યક્તિની અપેક્ષાએ એક જ વસ્તુ એક જ વખતે ગુણકારી અને દોષકારી બને છે.

આમ, એક જ વસ્તુને ગુણકારી અને દોષકારી બન્ને પ્રકારની કહેવી પડે છે એ અનેકાન્તવાણીનું સુગમ ઉદાહરણ છે. આવાં બીજાં અનેક ઉદાહરણો બતાવી શકાય છે. ૭





* It appears, to one and the same individual the same thing ( like milk etc , ) proves beneficial at one time and injurious at another time; and with reference to different men the same thing may prove beneficial as well as injurious at the same time, Thus the same thing is indicated as both beneficial as well as injurious.

Such other examples also may be showed to take into consideration the Anekanta view. 7





(८)

स्पृष्ट्वा गजस्यैकैकाङ्गमन्धास्तं तद्विधं विदुः।
एकांशतस्तथाऽर्थस्य ज्ञानं सम्यङ् न जायते ॥



* આંધળા માણસો હાથીના એક એક અંગને સ્પર્શીને એને તે તે અંગ જેવો કહેવા લાગ્યા. દાખલા તરીકે, હાથીના કાનને સ્પર્શનારે એને સૂપડા જેવો કહ્યો, આમ હાથીના એક એક અંગના સ્પર્શથી એમને હાથીનું યથાર્થ સ્વરૂપ જ્ઞાત ન થયું, તેમ વસ્તુના એક એક અંશને જાણી લીધાથી વસ્તુનું યથાર્થ સ્વરૂપ જ્ઞાત થતું નથી. ૮





* Each one of the blind men touched a different single limb of an elephant and thereby perceived the elephant to resemble a thing like the limb. As they could not properly perceive the elephant by touching his one limb, so an object cannot be rightly perceived by knowing its one side or attribute. 8





(९-१०-११)

एकोऽवग् राजतं चर्म तत्पार्श्वं वीक्ष्य तादृशम् ।
अन्यः सौवर्णमालोक्य तस्य पार्श्वान्तरं तथा ॥

ज्ञाने अपूर्णे एते द्वे एकांशस्यावलोकनात् ।
सत्यं ज्ञानं तु तत्स्वर्णरूप्यरूपावगाहकम् ॥

अनेकधर्मसापेक्षमित्थं ज्ञानं यथार्थकम् ।
एकांशगोचरा वाचोऽसत्याः स्युः कलहावहाः ॥

(त्रिभिर्विशेषकम्)





* એક માણુસ ઢાલને એની એક બાજુ ચાંદીમઢેલી જોઇને ચાંદીની બોલ્યો, જ્યારે બીજો એની બીજી બાજુ સુવર્ણ મઢેલી જોઈ સોનાની બોલ્યો; પરંતુ આ બન્ને સમજ–એક જ અંશ બતાવતી હોઈ–અધૂરી છે. સાચી સમજ તો એ ઢાલને સુવર્ણ અને રૂપ્ય–ઉભયમય સમજવી એ છે. આમ, અનેકધર્મસાપેક્ષ ( અનેક બાજુઓનો સમાવેશ કરતું ) જ્ઞાન યથાર્થ ગણાય. એક એક અંશને સ્પર્શતાં–એક એક બાજુનું જ્ઞાન ધરાવતા ભિન્નભિન્ન વચનોના આગ્રહો કલહનું પરિણામ લાવે છે. ૯-૧૦ ૧૧





One looking at one side of a shield to be silver ,declared it to be silver, and another man looking at its other side to be golden, declared it to be golden. These two perceptions are incomplete. The true perception is to understand it to be both-silver as well as golden. Upon this it can clearly be understood that to know an object from different stand-points is right knowledge. Statements made about an object on the dependence of its one side, are wrong and perhaps result in quarrels 9-10-11





(१२)

भिन्नभिन्नैस्तु दृक्कोणैरर्थं विमृशतः सतः।
ज्ञानं तद्विषयं सम्यक्प्रकारमुपजायते ॥



* ભિન્નભિન્ન દૃષ્ટિકોણુથી વસ્તુને વિચારવામાં આવે ત્યારે તેનું જ્ઞાન યથાર્થરૂપે પ્રાપ્ત થાય છે. ૧૨



* An object can be perceived rightly when it is considered from different points of view or when all its possible attributes are properly known. 12





(१३)

मूलतत्त्वानि नित्यानि तस्मान्नित्यं मतं जगत् ।
अनित्यमपि, तेषां हि परिवर्तनशीलता ॥



* મૂલ તત્ત્વો નિત્ય હોવાથી જગત્ નિત્ય છે, અને પરિવર્તનશીલ હોવાથી અનિત્ય પણ છે. ૧૩



* The world is eternal because elementary substances are eternal, and as they all are ceaselessly undergoing changes, the world is non-eternal as well 13





(१४)

भिन्नभिन्नदशागामी नानायोनिषु पर्यटन् ।
अनित्यः शक्यते वक्तुमात्मा नित्योऽपि वस्तुतः ॥



* આત્મા વસ્તુતઃ નિત્ય છે, છતાં ભિન્નભિન્ન યોનિઓમાં ભ્રમણ કરતો, ભિન્નભિન્ન અવસ્થાને ધારણ કરતો રહે છે, જેથી એને એ દૃષ્ટિએ–એ અર્થમાં અનિત્ય પણ કહી શકાય છે ૧૪



* The soul is, indeed, eternal, yet as it–being overcast by Karmas–remains wandering in birth-places ( Yonis ) of many kinds and undergoing changes of innumerable forms, it can be said as non-eternal also in that sense 14





(१५)

आत्मोपास्तिदृशाऽद्वैतं द्वैतं तत्त्वविचारतः ।
इत्थं सापेक्षदृष्ट्या स्याद् द्वैताद्वैतसमन्वयः ।।



* કેવળ આત્મા જ આરાધ્ય હોઈ એ દૃષ્ટિએ અદ્વૈત છે અને તત્ત્વની દૃષ્ટિથી ( ચેતન અને જડ એ બે તત્ત્વોના અસ્તિત્વની દૃષ્ટિથી ) દ્વૈત છે. આમ સાપેક્ષ દૃષ્ટિથી દ્વૈત તથા અદ્વૈતનો સમન્વય થઇ શકે છે ૧૫

[ ચૈતન્યરૂપ સમગ્ર જીવોનું મૂળ સ્વરૂપ ચૈતન્ય એક-રૂપ હોવાથી બધા જીવો એકરૂપ હોઈ બધા જીવો સાથે આત્મભાવ યા આત્મીયભાવ રાખવો અત્યન્ત સ્વાભાવિક છે અને ઔચિત્યપૂર્ણ, આવશ્યક તેમજ શ્રેયસ્કર છે. આ છે અદ્વૈતવાદનું મૂળ.

અદ્વૈતની પાછળ બે ઉદ્દેશો રહેલા છે :

(૧) માણસ વિશ્વપ્રેમ અથવા સર્વત્ર આત્મૌપમ્યદૃષ્ટિ જગાડે,

(૨) આરાધ્ય તત્ત્વ એક માત્ર આત્મતત્ત્વ છે એ સમગ્ર આર્યદર્શન પ્રસિદ્ધ સૂત્રને ખ્યાલમાં લઈ આત્મકલ્યાણની દિશામાં પોતાનો સમગ્ર જીવનવ્યાપાર વહેતો રાખે. ]





(१७)

अणोरणीयान्, महतो महीयान्, क्षरमक्षरम् ।
व्यक्तमव्यक्तमित्यादि स्पष्टं स्याद्वाददर्शनम् ।।



* બ્રહ્મ અણુથી પણ અણુ છે અને મહાન્‌થી પણ મહાન્ છે, તે ક્ષર પણ છે અને અક્ષર પણ છે, વ્યક્ત પણ છે અને અવ્યક્ત પણ છે આ પ્રકારનાં ઔપનિષદિક વચનોમાં સ્યાદ્વાદદર્શન (અનેકાન્તદર્શન) સ્પષ્ટ છે. ૧૭



Upanishads say ·

* Brahma is minuter than the minute and greater than the great; it is movable and also immovable, and manifest as well as non-manifest.

It is the clear narration of Anekanta Darshana. 17





(१८)

तत्त्वमेकमवाच्यं च वाच्यं चाखिलसम्मतम् ।
विरुद्धधर्माध्यासोऽयमनेकान्तप्रकाशकः ॥



* એક જ તત્ત્વ વાચ્ય પણ છે અને અવાચ્ય પણ છે. આ વાત સર્વસમ્મત છે. આમ એકમાં વિરુદ્ધ ધર્મોનો અધ્યાસ જે સ્વીકારાય છે તે અનેકાન્તદર્શનનું નિદર્શન છે. ૧૮



* As all admit, One and the same object is simultaneously fit and unfit to be spoken of, from the different stand-points Such observations are possible in the light of the Anekanta view 18





* The doctrine of Non-dualism is propounded in order to propagate the pious and auspicious advice that it is the elevation of the soul that is to be primarily attended to, and that of Dualism is dependent on the philosophical reality Thus these two doctrines can be reconciled from the different stand-points. 15

[ All the souls being the similar embodiments of Chaitanya ( knowledge ), are of the same nature absolutely So it is quite natural and essential as well as auspicious to cherish the feeling of identification with each and every soul. This is the source of the doctrine of Non-dualism which may help in awakening and developing universal love and kindness, and in leading to the way to spiritual elevation as well. ]





(१६)

क्षणे क्षणे पदार्थाना परिवर्तनशीलता।
अत: क्षणिकवादोऽपि सम्यक् सङ्गतिमङ्गति।।



* સમગ્ર પદાર્થો ક્ષણે ક્ષણે પરિવર્તનશીલ છે. માટે ક્ષણિકવાદ પણ સગત છે ૧૬

[ ક્ષણિકવાદના સન્દર્ભમાં પણ બૌદ્ધાચાર્ય ધર્મકીર્તિ અને શાન્તિરક્ષિતે પ્રવાહ–નિત્યતા સ્વીકારીને પુનર્જન્મની વ્યવસ્થા ઘટાવી છે. આ અનેકાન્તદૃષ્ટિ છે ]



* All objects are undergoing momentary changes Hence the theory of momentarnness is also becoming. 16





(१९)

एकं सद् बहुधा प्राहुर्विप्रा इति हि वेदवाक् ।
समर्थयत्यनेकान्तदर्शनं न्यायसंगतम् ॥

* "एकं सद् विप्रा बहुधा वदन्ति" ( ऋग्वेद )



અર્થાત્ સત્ એક છે, પણ કવિઓ તેને ભિન્નભિન્ન રીતે નિરૂપે છે આ શ્રુતિમાં ન્યાયસંગત એવા અનેકાન્ત-દર્શનની સ્પષ્ટ રજુઆત છે. ૧૯



* The sacred Shruti "एकं सद् विप्रा बहुधा वदन्ति" ( Rgveda ) says that the learned narrate the same substance in many ways. This is a clear presentation of the Anekanta view. 19





(२०)

विरुद्धधर्माध्यासोऽर्थ एकस्मिन् युगपत् स्फुटम् ।
सापेक्षदृष्टितो दृष्ट इत्यमत्र समासतः ।।



* એક જ દ્રવ્યમાં મૂળ તત્ત્વની અપેક્ષાએ નિત્યપણું છે અને ફેરફારી રચનાઓની અપેક્ષાએ અનિત્યપણું છે. આમ, નિત્યપણું અને અનિત્યપણું અને એવા બીજા વિરોધી ધર્મો એક જ વસ્તુમાં એકી સાથે હોય છે. આવું વસ્તુસ્વરૂપ સાપેક્ષદૃષ્ટિ( અનેકાન્તદૃષ્ટિ)થી અનુભવાય છે. આ વાત અહીં ટૂંકમાં જોવાઈ. ૨૦





[ દાખલા તરીકે, ઘટ મૂળ દ્રવ્ય માટીની અપેક્ષાએ નિત્ય છે અને એનાં ભિન્નભિન્ન રૂપાન્તરો જે થાય છે તેની અપેક્ષાએ અનિત્ય છે. વળી, એક જ વસ્તુ વક્તવ્ય છે અને અવક્તવ્ય છે, સામાન્યરૂપ છે અને વિશેષરૂપ છે. એક જ વસ્તુમાં વ્યાવહારિક રૂપો ભિન્નભિન્ન—અન્યોન્ય વિરુદ્ધ વર્તે છે આમ, પ્રત્યેક દ્રવ્ય એકી જ સાથે ભિન્નભિન્ન રૂપાત્મક છે. આ પ્રકારની વસ્તુ-સ્થિતિનું યથાર્થ આકલન ભિન્નભિન્ન રૂપોને સ્પર્શતી વ્યાપક દૃષ્ટિથી થઈ શકે. એ વ્યાપક દૃષ્ટિ એ જ અનેકાન્તદૃષ્ટિ, જેના નિરૂપણને અનેકાન્તવાદ, સ્યાદ્વાદ, સાપેક્ષવાદ યા સમન્વયવાદ કહેવામાં આવે છે પરન્તુ વ્યવહાર તો વસ્તુસંગૃહીત અનેક રૂપોમાંથી તે તે સમયે જે અપેક્ષિત હોય તેનો કરાય છે, અર્થાત્ વ્યવહાર વસ્તુના આંશિક વિચારથી ચાલે છે, જે 'નય' કહેવાય છે ]





* An object ( we take a pitcher for instance ) is eternal from the stand-point of the substance, of which it is made, and it is also non-eternal from the stand-point of its modifications Thus, eternity and non-eternity, and such other contradictory attributes simultaneously exist in one and the same object from the different view-points

So it is important to look at or study an object from different stand-points Only then attributes existing in one and the same object, though contradictory, can be reconciled, and only then an object can be rightly realized. Such a wide observation of a thing can be made through the help of many-sided or relative view. This is the Anekanta view, and the statement made in accordance with the view, is Anekantavada or Syadvada







(२१-२२)

विशालमित्रतारूपाऽहिंसाकलृप्तेन चिन्तने ।
न स्यात् परेपामन्याय इति सर्वीयचेतसा ।।
समन्वयमुखी दृष्टिर्यत् स्यात् सत्तर्कसगता ।
तदनेकान्तदृग्मूल प्रतीतिमधिरोहति ।।

( युग्मम् )



* વિશાલ મૈત્રીરૂપ અહિંસાના યોગે બીજાઓને અન્યાય ન થાય એવા સર્વહિતૈષી બનેલા વ્યાપક ચિત્તથી વસ્તુતત્ત્વનું ચિન્તન કરતાં જે સતૂતર્કસંગત સમન્વય-મુખી દૃષ્ટિ જાગરિત થાય છે તે છે અનેકાન્તદૃષ્ટિનું મૂળ. એ સમજી શકાય તેવી વાત છે. ૨૧-૨૨





[ વસ્તુને અનેક બાજુઓ છે, એટલે એ ભિન્નભિન્ન બાજુઓ જાણ્યાથી જ વસ્તુ સમ્યગ્રૂપે જણાઈ શકે. પણ એ સંકુચિત દૃષ્ટિથી નહિ, પણ વ્યાપક દૃષ્ટિથી જણાઈ શકે. વ્યાપકદૃષ્ટિ અર્થાત્ અનેકાન્તદૃષ્ટિ, એટલે કે અનેકધર્મસ્પર્શી દૃષ્ટિ, જે શુદ્ધ જિજ્ઞાસુ મધ્યસ્થ ભાવમાંથી પ્રગટે છે. વસ્તુમાં પરસ્પર વિરોધી ધર્મો અનુભવાય છે, પણ ખરી રીતે તે વિરોધી નથી, પણ ભિન્નભિન્ન અપેક્ષાએ પ્રમાણસિદ્ધ સંગતિ રાખતા હોય છે. અતઃ સત્યજિજ્ઞાસુએ મધ્યસ્થભાવ ધારણ કરી વ્યાપકદૃષ્ટિના અજવાળામાં એ સ્વીકારવા ઘટે. આ બાબતમાં બૌદ્ધ ધર્માચાર્ય ધર્મકીર્તિએ રમુજભર્યા શબ્દોમાં સરસ કહ્યું છે કે—

'यदीदं स्वयमर्थानां रोचते तत्र के वयम् ?"

(પ્રમાણવાર્તિક, ૨/૨૧૦)

અર્થાત્—પદાર્થોને જ જો અનેકધર્માત્મકત્વ પસંદ છે તો પછી તે આપણને ન ગમે તો યે આપણે શું કરી શકવાના હતા ? ]





* When the virtue of Ahinsa consisting in wide friendship, is firmly practised, the mind becomes well-wisher of all embodied beings and turns out so watchful as not to do injustice to any other; consequently its course of thinking always proceeds to reconcile properly and reasonably, i.e. the mind keeps devoted to eflecting compromise between two opponents holding divergent views

In this lies the root of the growth of the Anekanta view. 21-22





(२३)

भिन्नभिन्नविचाराणां विमर्शेऽनेककोणतः ।
प्रायः साधयितुं शक्य औचित्येन समन्वयः ।।



* ભિન્ન ભિન્ન દૃષ્ટિકોણથી ભિન્ન ભિન્ન વિચારો પર વિચાર કરતાં એ બધાનો ઉચિત રીતે સમન્વય પ્રાયઃ સાધી શકાય છે. ૨૩



* It would mostly be possible to reconcile conflicting theories or thoughts duly, if they are properly pondered over from different stand-points.

23





(२४)

मतभेदोत्थसंघर्षसमुत्थितविरोधिता ।
अनेकान्तदृशा शाम्येत्, सौमनस्यं मिथो भवेत् ॥



* અનેકાન્તદૃષ્ટિથી (વસ્તુને અનેક બાજુથી સ્પર્શનારી વ્યાપક દૃષ્ટિથી) વસ્તુ કે વિચારને અવલોકવાના પરિણામે મતભેદોના સંઘર્ષથી ઊભો થતો વિરોધભાવ શમી જાય છે અને પરસ્પર સૌમનસ્ય પેદા થાય છે ૨૪



* By virtue of the Anekanta view-the view widely observing the aspects of an object, hostility arising from the opposition between different views, can be pacified and mutual good-heartedness achieved 24





(२५)

दृष्टिबिन्दुविशेषेण समन्वयसमुन्मुखी।
कल्याणकारिणी वाणी विश्वमैत्रीप्रचारतः॥



* भिन्नभिन्न दृष्टिबिन्दु द्वारा समन्वयपरायण वाणी मानवोमां मैत्री सर्जी तेमने कल्याणपथ तरफ दोरे छे. २५



* Speech inclining towards reconciliation through different stand-points, spreads friendship among the people and leads them to the way to well-being 25





(२६)

तत्त्वप्रबोधः प्रभवत्यहिंसया तत्त्वप्रबोधात् प्रभवत्यहिंसता ।
इत्थं विकासित्वममू अवाप्नुतः परस्परप्रेरणया सुयोग्यया ॥



* અહિંસાથી તત્ત્વજ્ઞાન અને તત્ત્વજ્ઞાનથી અહિંસા—આમ એ બન્ને એક-બીજાની યોગ્ય પ્રેરણાથી વિકસ્વર બને છે. ૨૬

[ અહિંસક યા સમભાવને ધારણ કરી આપણે આપણા મનનાં દ્વાર સત્યરૂપ સૂર્યના પ્રકાશને આપણા આત્મ-મન્દિરમા આવવા દેવા માટે હમેશાં ખુલ્લાં રાખીએ બીજાના દૃષ્ટિબિન્દુને પણ સમભાવથી વિચારીએ અને તેમાં રહેલા સત્યાંશને સ્વીકારીએ. વસ્તુની ઘટમાન અનેક બાજુઓને, વસ્તુનાં ઘટતાં ભિન્નભિન્ન રૂપોને સ્વીકારીએ. વ્યાવહારિક અને પારમાર્થિક કલ્યાણલાભ માટેની માનવોચિત વૈચારિક પદ્ધતિ આ છે. ]



* The good virtue of Ahinsa and philosophical insight produce and expand each other. 26



# त्रयोविंशः प्रकाशः

## आत्मसिद्धिः

## CHAPTER 23

## Spiritual Achievement



(१)

परमेशः कृपासिन्धुरिति यद्यपि गीयते ।
दुःखं तु पापैर्भोक्तव्य निजपापफलात्मकम् ॥



* પરમેશ્વર, જો કે દયાનો સાગર એ રૂપે ગવાય છે, તો પણ પાપી માણસોએ પોતાના પાપના ફળરૂપે દુઃખ તો ભોગવવું પડે જ છે. ૧



* Though God is eulogized as an ocean of compassion, yet sinners have surely to undergo miseries consequent on their sins. 1





(२)

नहि पापक्षमां कर्तुमीश्वरोऽपीश्वरोऽङ्गिनाम् ।
उत्तम तु तपः पापप्रतीकाराय कल्पते ।।



* ઇશ્વર પણ પ્રાણીઓને એમના પાપની માફી આપવા સમર્થ નથી હા, સુપવિત્ર ઉત્તમ તપથી પાપનો પ્રતીકાર થઈ શકે છે. ૨



* Even God is not able to pardon or nullify sins of those who have committed sins. Of course, the best austerities are able to remedy them 2





(३)

अभुक्तान्यपि पापानि क्षीयन्ते विमलात्मनाम् ।
आत्मसाधनया सम्यक्प्रायश्चित्तस्वरूपया ॥



* ભોગવ્યા વગર પણ પાપ ક્ષીણ થાય છે—આન્તરિક પશ્ચાત્તાપપૂર્ણ સુયોગ્ય પ્રાયશ્ચિત્તથી. ૩



* Sins even without being undergone, can be destroyed through proper atonement with inner repentance for one's sins. 3





(४)

ईशोपासनया श्रेयोमार्गसंचरणात्मना ।
कल्याणसिद्धिर्भवतीत्यर्थे तस्य कृपालुता ॥



* અતઃ પરમ કલ્યાણરૂપ ઈશ્વરની સન્માર્ગવિહરણરૂપ ઉપાસનાથી કલ્યાણસિદ્ધિ થાય છે એ અર્થમાં ઈશ્વરનું કૃપાલુપણું સમજવુ ઘટે ૪



* Devotion to God, is, really speaking, devotion to the auspicious path of welfare, whereby one can achieve one's welfare. In this sense is the graciousness of God to be taken. 4





(५)

अन्यथा विश्वकल्याणभावात् तस्य निरन्तरात्।
अभविष्यदितः पूर्वमेव सर्वं जगत् सुखि ॥



* નહિ તો, ઇશ્વરની કલ્યાણદૃષ્ટિ સમગ્ર વિશ્વ પર હમેશાં સતત વહેતી હોવાથી જગતના બધા પ્રાણીઓનું કલ્યાણ પૂર્વે ક્યારનું ય થઈ ગયું હોત. ૫



* Otherwise, as God's sentiment of universal good is ceaselessly flowing, the world would have been blessed long ago 5





(६)

स्वर्णं शुद्धं यथास्तीह शुद्ध आत्मा भवेत् तथा ।
स एव परमात्मेति स्यादीश्वरसमर्थनम् ।।



* જેમ દુનિયામાં મલિન સુવર્ણ છે, તેમ શુદ્ધ-ઉજ્જવલ બનેલું સુવર્ણ પણ છે, એ પ્રમાણે મલિન આત્માઓમાં જે પ્રયત્નશીલ થાય છે તે આત્મા શુદ્ધ (પૂર્ણ શુદ્ધ) થઈ શકે છે. આમ પૂર્ણ શુદ્ધ આત્માનું પણ અસ્તિત્વ હોઈ શકે છે. અને એ (પૂર્ણશુદ્ધ આત્મા )જ પરમાત્મા છે—ઇશ્વર છે. આમ ઇશ્વરનું અસ્તિત્વ સિદ્ધ કરી શકાય છે. *





* As there is impure gold, so there is pure gold too; in this way as there are impure souls, so there can exist pure souls too. Those very souls ( the absolutely pure souls ) are Paramatmas ( Supreme Beings ). Thus is proved Ishvara. 6.

[ The consciousness (Chiatanya) of those Paramatmas, is one, i e , equally pure and supreme so- from this stand-point One Ishvara can also be proved ]





(૭)

रागाद्या नष्टुमर्हन्ति चयापचयधर्मकाः ।
यत्र नष्टाः स आत्मेश इतीश्वरसमर्थनम् ।।



* રાગદ્વેષ વગેરે દોષો વધે છે, ઘટે છે એ સ્પષ્ટ છે, એ ઉપરથી, વિરોધી તત્ત્વનો પ્રભાવ પૂર્ણરૂપે પ્રસરતાં તે સમૂળગા નષ્ટ થઈ શકે છે એમ સિદ્ધ થાય છે. (વધઘટવાળી ટાઢ સખ્ત તાપ પડતાં સમૂળગી નષ્ટ થાય છે, તેમ વધઘટવાળા રાગ-દ્વેષ દોષો વિરોધી તત્ત્વનું પ્રબળ ઓજસ્ પ્રસરતાં સર્વથા નષ્ટ થઈ શકે છે.)

જે આત્મામાં એ દોષો સર્વથા નાશ પામ્યા છે એ વિશુદ્ધ આત્મા પરમાત્મા છે—ઇશ્વર છે. આમ ઈશ્વરનું અસ્તિત્વ પ્રમાણિત કરી શકાય છે ૭





* The impurities of the soul, such as attachment, hatred etc, may be totally destroyed, since they are of the nature of increase and decrease (As cold of the nature of increase and decrease, is removed in toto by the intensity of heat, so the above-said impurities of the nature of increase and decrease, too can be in toto destroyed by the opposite force of the spiritual practice.) The soul, the impurities of which are destroyed in toto, is Paramatman (Supreme Being). Thus is proved Ishvara. 7.





(८)

यथा प्रकाशरूपत्वं भवत्यादर्श उज्ज्वले ।
तथा प्रकाशरूपत्वं भवत्यात्मनि निर्मले ॥



* જેમ દર્પણ ઉજળું થતાં પ્રકાશરૂપ બને છે, તેમ આત્મા નિર્મલ થતાં પ્રકાશરૂપ બને છે. ૮
(દર્પણના દૃષ્ટાંતે મલિન આત્માનું શુદ્ધ–ઉજ્જવલ થવું સમજી શકાય છે, અને શુદ્ધ (પૂર્ણ શુદ્ધ) આત્મા જ તો પરમાત્મા છે.)



* As a mirror being cleansed becomes a reflector, so a soul being absolutely purified, becomes the embodiment of the lustre of knowledge 8

[ By the example of a mirror it can be clearly understood that an impure soul can be absolutely pure, and it is itself Ishvara (the Supreme-Spirit). ]





(९-१०)

प्राप्त्यै सत्परलोकस्य जनाः स्यु. सत्प्रवृत्तयः ।
दुष्कृत्यतो निवृत्ताश्च भियाऽमुष्मिकदुर्गतेः ॥
इति स्वीकरणे स्पष्टमात्मकर्मान्यजन्मनाम् ।
अस्ति वैयक्तिकं श्रेयस्तथा सामाजिकं परम् ॥
(युग्मम्)



* ભવાન્તરમાં સદ્ગતિ પ્રાપ્ત થાય એ ઇરાદે માણસો સત્કર્મશીલ બને છે અને રખેને મરણોત્તર દુર્ગતિ મળે એ ભયથી પાપાચરણ કરતાં અટકે છે

આમ, આત્મા, કર્મ અને પુનર્જન્મના સ્વીકારમાં વૈયક્તિક તેમજ સામાજિક હિત સ્પષ્ટ રહ્યું છે. ૯-૧૦



* In order to attain a good grade in the next world, persons become inclined to good or pious acts and cease to commit sin through fear of a bad grade after death.

Thus in believing the existence of the soul, Karma and rebirth, obviously lies well-being individual as well as social. 9-10





(११)

"चिरध्वस्तं फलायालं न कर्मातिशयं विना"।
इत्याललापोदयनाचार्यः कर्मोपपत्तये ॥



* ઉદયનાચાર્યે (પોતાના 'ન્યાયકુસુમાંજલિ' ગ્રંથમાં) કહ્યું છે કે નષ્ટ થઈ ગયેલી ક્રિયા ( સારી કે ખરાબ ) પોતાના સંસ્કાર પાડ્યા વગર સુખ–દુઃખરૂપ ફળ આપવા સમર્થ નથી. આ રીતે એમણે કર્મને સાબિત કર્યું છે. ૧૧

[ મતલબ કે ક્રિયા સારી કે ખરાબ, તરત નષ્ટ થઈ જાય છે, પણ તે પોતાનો રંગ જેને આપણે 'સંસ્કાર' કહીએ, જીવમાં એવો મૂકી જાય છે કે જે થોડા કે લાંબા વખત પછી પોતાનું સુખ–દુઃખરૂપ ફળ જીવને ભોગવાવે છે. એ જ રંગ કે સંસ્કારને કર્મ યા પુણ્ય–પાપ કહેવામાં આવે છે. એ જ ભાગ્ય, નસીબ અથવા દૈવ છે. ]





* The celebrated author Udayana says in his Nyayakusumanjali, proving the existence of Karma-" चिरध्वस्तं फलायाल न कर्मातिशयं विना ". i. e., an action destroyed long ago, would not be able to give its fruit without laying its impressions on its doer-the jiva. 11

( Every action, though frail, is fruitful, because it lays its impressions upon its doer-the jiva and the impressions make the jiva experience their fruit at the time of their maturity. Thus an action good or evil, though destroyed long ago, would give its fruit good or evil to its doer-the jiva through its impressions. Thus on the ground that actions are unfailing, the existence of Karma as well as rebirth is validly proved ]





(१२-१३-१४)

सुखदुःखागमे जानस्ते स्वकर्मसमुद्भवे ।
नहि माद्येन्न शोचेच्च, समत्वाय क्षमेत च ॥
यथात्मा मे तथा सर्वेऽप्यात्मान इति निश्चयात् ।
जायते ज्ञो जगन्मित्रं सर्वसेवां करोति च ॥
इत्येवमात्मवादस्य कर्मवादस्य च स्फुटम् ।
उपयोगित्वमस्त्येव सर्वकल्याणसिद्धये ॥

(त्रिभिर्विशेषकम्)



* સુખદુઃખનું આગમન જે થાય છે તે પોતાના કર્મથી થાય છે એમ જાણતો સુજ્ઞ જન સુખના આગમન પર મત્ત થતો નથી કે ફુલાતો નથી અને દુઃખના આગમન પર શોકાર્ત થતો નથી, કિન્તુ સમત્વ રાખવા સમર્થ થાય છે. ૧૨





* જેવો મારો આત્મા છે તેવા બધા આત્માઓ છે એવો નિશ્ચય થતાં સુજનનું માનસ વિશ્વબન્ધુ બને છે અને સર્વની સેવા કરવા ઉલ્લસિત થાય છે. ૧૩

* આમ, આત્મવાદ અને કર્મવાદની ઉપયોગિતા સ્પષ્ટ છે, જે સર્વના કલ્યાણ માટે છે ૧૪



* A wise person considers the approach of happiness or misery, as the result of his own Karma, so he does not get elated at the time of happiness, nor dejected in miserable condition but is enabled to be equanimous 12

* Being assured that one's own soul is alike the souls of others. one mentally realizes universal brotherhood and becomes pleased for serving others 13

* Thus is the theory of soul and Karma, clearly useful for the benefit of the universe 14





(१५)

श्रद्धानमात्मनो, भूयो जन्मनः कर्मणस्तथा ।
दुःखागमे सुचित्तस्य समर्पयति धीरताम् ।।



* આત્મા, પુનર્જન્મ અને કર્મ વિષેની શ્રદ્ધા દુઃખના વખતે સુજ્ઞ માણસને ધૈર્ય સમર્પે છે ૧૫



* Faith in soul, rebirth and Karma bestows courage and patience on the person who is good-minded, when distress befalls him. 15





(१६)

एकेन विहित पुण्य-पाप नान्येन युज्यते ।
अतोऽवसीयते जीवा सन्ति सर्वे पृथक् पृथक् ॥



* એકે કરેલું પુણ્ય પાપ બીજાની સાથે જોડાતું નથી, એને જ ભોગવવાનું હોય છે, બીજાને નહિ. આ ઉપરથી જણાય છે કે બધા જીવો જુદા જુદા છે ૧૬

[ એકનું પુણ્ય–પાપરૂપ "કર્મ" બીજા સાથે જોડાતું હોય તો પુણ્યશાલી સન્તોનાં પુણ્ય "કર્મો"થી જગત્ સુખી થવા પામે. અથવા પાપીઓનાં પાપ "કર્મો"થી જગત્ અધોગતિમાં પડે. પણ એમ બનતું નથી એ હકીકત છે અહીં ધ્યાનમાં રાખવું ઘટે કે દુ ખીને એના "કર્મ" ઉપર છોડી દેવાનો નથી, પણ એના દુઃખના નિવારણ માટે યથાશક્તિ ઉદ્યત થવુ એ માણસનું પરમ કર્તવ્ય છે દુઃખદ "કર્મ" યોગ્ય પ્રયત્નથી ભેદાઈ પણ શકે છે. રોગી હાલતમાં ઈલાજ કરીએ જ છીએને અને એની સફલતા પણ જોવામાં આવે જ છેને. નિઃસન્દેહ "दया धर्म का मूल है", "परोपकारः पुण्याय" વગેરે સદ્વચનો જીવનસિદ્ધિનાં ઉચ્ચતમ સૂત્રો છે ]





* Merit or sin acquired by one, is not connected with another, i.e. only he who earns merit or sin, has to experience the fruit of the merit or of the sin, not another. There-upon it can be easily understood that all the sools are separate. 16

[ Every soul gets happiness of misery according to its own Karma. One's Karma, good or bad, gives its fruit to one's self, not to another. If one's Karma gives its fruit to another, then by the high-souled saints' exaltation of merit the universe would be lifted up, or would be degraded by the wicked men's intensity of sin. One rises or falls by one's own actions Good actions raise one and bad ones degrade. One has to rise by one's own effort only. So persons desiring elevation of exaltation, must endeavour to amass the sublime wealth of pure and pious actions according to their abilities This wealth is the only means for the achievement of ever-lasting happiness unalloyed with misery.





It is here to be necessarily borne in mind that humanity lies in being merciful. It is the supreme duty of man that he should sympathize with the miserable and should try to relieve them of their distress, but they should not be left to their Karmas

Such Karmas are numerous as may be destroyed through proper effort, so it is our essential duty to try to remove or lessen another's disrress. He who is careless of doing this duty and leaves a miserable person to his Karma though able himself to remove or abate his annoyance. is an offender. " दया धर्म का मूल है " ( Compassion is the source of Dharma) is a well-known and memorable precept. ]





(१७-१८)

यद्यंशभूता आत्मान एकस्य परमात्मनः ।
तेषां बहूनां मालिन्यान्न स्याच्छुद्धः स जातु तत् ॥
स्वतन्त्रव्यक्तिभूतास्तज्जीवाः सर्वे पृथक् पृथक् ।
उक्ता नाना व्यवस्थातः 'कणाद'ऋषिणाऽपि च ॥



* જીવોને એક પરમાત્માના (ઈશ્વરના યા બ્રહ્મના) અંશ માનવામાં આવે તો ઘણા ઘણા જીવો મલિન હોવાથી (મલિન જીવોની સંખ્યા શુદ્ધ જીવો કરતાં હમેશાં બહુ મોટી જ રહેતી હોવાથી) બ્રહ્મ તત્ત્વ હમેશાં અશુદ્ધ જ રહેવાનું.

માટે પોતપોતાનું સ્વતન્ત્ર વ્યક્તિત્વ ધરાવનાર બધા જીવો પૃથક્ પૃથક્ છે એમ હોય તો જ તેમના ભિન્ન-ભિન્ન કર્મ અનુસાર તેમની ભિન્ન-ભિન્ન પ્રકારની જીવનદશાની ઉત્પત્તિ થઈ શકે. મહર્ષિ કણાદનું "વ્યવસ્થાતો નાના" સૂત્ર પણ એ જ જણાવે છે.

૧૭-૧૮





* If it is believed that all the souls are the separate parts of Brahma, then Brahma would always remain impure, since the number of impure souls always remains infinitely more than that of the pure ones in Samsara,

So the souls have their distinguished individuality and each one of all the (embodied) souls, has a distinct and diverse condition of life according to its distinct and diverse Karmas

So it is rightly established that all the souls are separate.

Says this the great sage Kanada too in the Sutra "व्यवस्थातो नाना". 17-18





(१९)

अहंत्वं च ममत्वं च श्रेयः कल्याणवाहि चेत् ।
अधोगतिस्वरूपं च मदमोहविकारि चेत् ।।



* અહંત્વ અને મમત્વ જો કલ્યાણસ્થાને હોય તો શ્રેયસ્કર છે, અને જો અભિમાન તથા મોહરૂપ હોય તો અધોગતિકારક છે ૧૯

(અર્થાત્ હું સચ્ચિદાનન્દ પરબ્રહ્મસ્વરૂપ છું એવું વિશુદ્ધ આત્મલક્ષી અહત્વ કલ્યાણરૂપ છે, અને હું મોટો પંડિત, મોટો શ્રીમન્ત, મોટો આચાર્ય, મોટો નેતા અથવા મોટો યોદ્ધો એવું અહંકારરૂપ અહત્વ આત્માની અધોગતિરૂપ છે. એ જ પ્રમાણે, જગત્‌ના પ્રાણીમાત્ર સાથેનું મમત્વ એ કલ્યાણરૂપ છે, અને મારુ મકાન, મારી દોલત, મારા સ્ત્રી-પુત્ર એવું મોહરૂપ મમત્વ કલ્યાણવિરોધી છે. )





* Egoism and mineness, if on the auspicious ground, are propitious, and if of the nature of arrogance or delusion, bring on downfall. 19

[ Egoism (अहम्भाव) if touching the pure Self, is auspicious, and if pride or arrogance, is injurious to spiritual good, Similarly, mineness (ममत्व), if touching all the living beings of the universe, is propitious, and if illusory attachment or delusion, is hurling the self down. ]





(२०)

स्वाधीनात्मसुखाध्वानं त्यक्त्वा नैसर्गिकं शुभम् ।
मोहान्धलीभवन्नज्ञः कर्दमेषु निमज्जति ।



* આત્માનું સુખ જે સ્વાધીન છે તેનો નૈસર્ગિક કલ્યાણરૂપ માર્ગ છોડી અજ્ઞાની માણસ મોહાન્ધ બની કાદવમાં ખુચે છે. ૨૦



* Alas, an ignorant person being blinded by infatuation, fast sticks in mud-like objects (worldly pleasures or evil passions) abandoning the path to self-dependent spiritual happiness, which is natural and auspicious ! 20





(२१)

अन्तःप्रबोधतो दोषदूरीकारेण जायते ।
आत्मशुद्धिस्ततः शक्तिः प्रकटीभवति स्वयम् ॥



* અન્તર્જાગરણના બળે પોતાના દોષોને દૂર કરવામાં આવે ત્યારે આત્મશુદ્ધિ થાય છે, અને આત્મશુદ્ધિ થતાં આત્મશક્તિ સ્વયં પ્રગટ થાય છે [શુદ્ધિમાંથી શક્તિ.]
૨૧



* By virtue of introspecting inwardly, defects or vices are removed and thereby the purity of the soul is achieved, and there-upon is spontaneously revealed the inner or divine power. 21





(२२-२३)

म्लानो दीपककाचश्चेन्नान्तर्ज्योतिः प्रकाशते ।
स्वच्छो दीपककाचश्चेदन्तर्ज्योतिः प्रकाशते ।।

तथा मलीमसे चित्ते नान्तर्देवविचारणम् ।
विशुद्धिमति चित्ते च स्यादन्तर्देवदर्शनम् ॥



* ફાનસની અન્દર સ્વચ્છ પ્રકાશ છે, પણ ઉપરનો કાચ સ્વચ્છ ન હોય તો અન્દરની જ્યોત દેખાતી નથી. ઉપરનો કાચ સ્વચ્છ હોય તો અન્દરની જ્યોત દેખાવાની.

એ પ્રમાણે ચિત્ત મલિન હોય તો અન્દરના દેવનો ખ્યાલ સુદ્ધાં આવતો નથી, પણ ચિત્ત વિશુદ્ધ બને છે ત્યારે અન્દરના દેવનાં દર્શન થાય છે ૨૨–૨૩



* As an outer glass being dirty, the light inside a lantern does not shine, but the glass being cleansed the light shines.

So, the mind being dark, even a conception of the inner deity does not rise, but the mind being purified in toto, the inner deity is perceptibly seen.
22-23





(२४)

विद्याप्रसूतिश्चारित्रं तेन मोक्षोऽधिगम्यते ।
अप्यर्णवपृथुर्विद्या वन्ध्या चारित्रवर्जिता ॥



* વિદ્યામાંથી ચારિત્ર પ્રસવે છે અને ચારિત્રથી મોક્ષ પમાય છે. વિદ્યા દરિયા જેટલી વિશાળ હોય, પણ ચારિત્રહીન હોય તો વાંઝણી છે. ૨૪



* Right knowledge generates right conduct whereby is acquired emancipation. Knowledge even wide like a sea. is fruitless, if it is not endowed with right conduct. 24





(२५)

प्रस्फुटत्यङ्कुरो बीजात्, कलेश्च कुसुमं यथा ।
सद्बोधतस्तथा भाव्यं परिवर्तन वर्तने ।।



* જેમ બીજમાંથી અંકુરો ફૂટે છે, અથવા કળીમાંથી કુસુમ ખીલે છે, તેમ સાચું સમજાયા પછી વર્તનમાં પરિવર્તન થવું જોઈએ, અર્થાત સદ્બોધમાંથી ચારિત્ર પ્રગટવું જોઈએ ૨૫



* As a sprout buds from a seed, or as a flower blossoms from a bud, so from right understanding, good character should turn out. 25





(२६)

नौषधस्य प्रशस्त्या स्यात् फलं तत्सेवनं विना ।
न धर्मस्य प्रशस्त्या स्यात् फलं तत्पालनं विना ॥



* ઔષધનાં ગુણગાન કરવામાં આવે પણ એનું યથા-યોગ્ય સેવન કરવામા ન આવે તો ફલપ્રાપ્તિ થતી નથી, તેમ ધર્મનાં ગુણગાન કરવામાં આવે પણ એનું યથા-યોગ્ય આચરણ કરવામાં ન આવે તો કલ્યાણસિદ્ધિ થાય નહિ. ૨૬



* As a medicine though being praised, does no good without being properly used, so Dharma though being praised, does no good without being properly performed. 26





(२७)

विनाऽऽम्रपादपं नाम्रं विना धर्मं सुखं नहि ।
इति श्रद्धानसम्पन्नो धर्मं चरति सन्ततम् ॥



* આંબા વગર કેરી નહિ અને ધર્મ વગર સુખ નહિ. એ પ્રકારની શ્રદ્ધા ધરાવતો મનુષ્ય હમેશાં ધર્મપરાયણ રહે છે. ૨૭



* In the absence of a mango-tree there is no mango-fruit, similarly in the absence of Dharma there is no happiness. Having such a faith a person always conducts himself righteously. 27





(२८)

महाधनसमृद्धोऽपि महालयनिवास्यपि ।
कल्याणमार्गहीनश्चेन्नूनं दुर्गत-दुर्भगः ॥



* મોટો ધનાઢ્ય હોય અને મોટા મહેલમાં નિવાસ કરતો હોય, પણ જો કલ્યાણમાર્ગથી દૂર હોય તો તે ખરેખર દરિદ્ર અને દુર્ભાગી છે. ૨૮



* A man though possessing immense wealth and dwelling in a great palace, is, no doubt, indigent and unfortunate, if he does not live a righteous life. 28





(२९)

सद्गुणा वास्तवं वित्तं वास्तवं चास्ति जीवितम् ।
सम्मुह्य भौतिकद्रव्ये तदुपेक्षी विमूढधीः ॥



* સદ્‌ગુણો એ જ સાચું દ્રવ્ય છે અને સાચું જીવન છે. ભૌતિક ધનમાં મોહિત થઇ જે એની ઉપેક્ષા કરે છે તે મૂઢબુદ્ધિ છે. ૨૯



* Real wealth or real living is virtuousness. He is foolish who being infatuated by earthly wealth, disregards it ( the real wealth or the real living ).

29





(३०)

ज्ञानस्य भक्तेश्चाचारेऽवतारे फलयोगिता ।
कर्मण्यनवतीर्णन्तु, वृथा सत्योऽपि भावनाः ॥



* જ્ઞાન અને ભક્તિનું સાફલ્ય એ કાર્યરૂપે પરિણમે એમાં છે. શુભ ભાવના પણ કાર્યમાં જો ન ઊતરે તો વૃથા છે. ૩૦



* Knowledge or worship is fruitful when it is put into action, otherwise even good thoughts or reflections are invain. 30





(३१)

सुकरं नाम शास्त्रोपदिष्टकर्तव्यशिक्षणम् ।
परंतु दुष्करं तस्य जीवने स्वेऽवतारणम् ॥



* શાસ્ત્રોએ કર્તવ્યમાર્ગનો જે બોધ આપ્યો છે તે સમજવો અથવા ઉપદેશવો સહેલો છે, પણ તેને પોતાના જીવનમાં ઉતારવો એ દુષ્કર છે. ૩૧



* It is easy to know or teach the duties enjoined by scriptures, but it is difficult to put the knowledge about them, into practice. 31





(३२)

भूयिष्ठयापि सम्पत्त्या सुखमस्ति न बाह्यया ।
गुणसम्पत्तिरेवाध्वा निष्क्लेशस्थायिशर्मण ।।



* બાહ્ય સમ્પત્તિ ગમે તેટલી ઘણી યા મોટી હોય, પણ એથી સુખ પ્રાપ્ય નથી વ્યાકુલતા વગરનું સ્થાયી-સુખ તો માત્ર આધ્યાત્મિક ગુણસમ્પત્તિથી જ પ્રાપ્ય છે

૩૨



* Real happiness is not attainable from external riches however great they be Only the wealth in the form of spiritual virtues, is the source of happiness-steady as well as unalloyed with misery

32





(३३)

यथा यथाऽऽत्मनः शुद्धिः सच्चारित्रेण वर्धते ।
आनंदवीर्यविज्ञानैः स चकास्ति तथा तथा ॥



* જેમ જેમ આત્માની શુદ્ધિ સમ્યક્ ચારિત્ર દ્વારા વધતી જાય છે, તેમ તેમ આત્મા જ્ઞાન, વીર્ય અને આનન્દની મહાવિભૂતિથી દેદીપ્યમાન બનતો જાય છે. ૩૩



* The more the purity of the soul is increased through right conduct, the more the soul is brightened by knowledge, power and bliss. 33





(३४)

उत्तरोत्तरकल्याणसमुत्कर्षोपलब्धये ।
मनुष्यमुत्साहयति प्रज्ञमध्यात्मभावना ॥



* અધ્યાત્મભાવના સુજ્ઞ મનુષ્યને ઉત્તરોત્તર કલ્યાણ-સમૃદ્ધિ મેળવવા પ્રોત્સાહિત કરે છે. ( અને કલ્યાણ-સાધનમાં અધિક અધિક ઉન્નત થતો જતો એ મહાભાગ અન્તે કલ્યાણના ઉચ્ચતમ શિખર પર આરૂઢ થાય છે ) ૩૪



* Spiritual reflections instigate a wise person to go on progressing in the attainment of welfare. 34





(३५)

अल्पज्ञः श्रमकर्माऽपि यदि सद्गुणगौरवः ।
महद्भ्योऽप्यधिकारिभ्यो विद्वद्भ्यश्च विशिष्यते ॥



* અલ્પશિક્ષિત અને શ્રમજીવી માણસ પણ જો સદ્‌ગુણવિભૂતિસમ્પન્ન હોય તો તે મોટા વિદ્વાનોથી પણ અને ઊંચો હોદ્દો ધરાવનારાઓથી પણ ચડિયાતો છે.
૩૫



* Even a man knowing little and living on labour, if endowed with the sublimity of good virtues, is morally higher than those possessing great erudition or a great office 35





(३६)

त्रैदिका आर्हता बौद्धा इस्लामि जरस्थोस्तिनः ।
+एशाश्च संतः सद्बुद्धिवृत्ताः सत्येकभूमिकाः ॥



* વૈદિકો, જૈનો, બૌદ્ધો, ઈસ્લામીઓ, પારસીઓ, ખ્રિસ્તીઓ વગેરે બધા સદ્બુદ્ધિ અને સદાચરણી હોતા (સત્ય, અહિંસાની ભાવના અને તદનુરૂપ સદાચરણથી સમ્પન્ન બનતાં) એક ભૂમિના, એક વર્ગના, એક ધર્મનાં બની જાય છે. ૩૬



* Vaidikas, Jainas, Bauddhas, Mahomedans, Parsees, Christians-all turn out of the same Dharma, having been endowed with the good sentiments of Ahinsa (good feeling or compassion to every living being) and truthfulness, and endowed with character fit for those sentiments. 36

+ ईश '=ईशु (क्राइस्ट), तस्य भक्ता ऐशाः (क्रिश्चियन्स) ।





(३७)

मनुष्य एकं यदि संश्रयेत
परापकाराकरणं सदैव ।
तत्पुण्ययोगोऽपि भवेदलं तं
नेतुं सुखित्वं परमं च भद्रम् ॥



* માણસ જો બીજાનું બુરું ન કરવું એ જ એક વાતને સંપૂર્ણપણે વળગી રહે તો એટલા સદ્વર્તનથી પણ એ સુખી થાય જ, અને એવો સજ્જન ક્રમશઃ વિકાસમાં આગળ વધીને કલ્યાણની ઉચ્ચતમ ભૂમિ પામવાનો. ૩૭



* If a person adheres to one thing, namely not to do ill to another, he is sure to be happy even by only this good behaviour, and he is, by the merit of this virtue, entitled to the highest ground of welfare. 37





(३८)

वहिरात्माऽनात्मज्ञो विद्वानात्मानमन्तरात्मा च ।
नीरागो निष्कर्मा पूर्णविशुद्धः स एव परमात्मा ॥



* જેને આત્માની સમજ નથી તે બહિરાત્મા છે, જેને આત્માની સમજ છે તેમજ કલ્યાણસાધનના માર્ગે વિહરે છે તે અન્તરાત્મા છે, અને એ જ અન્તરાત્મા સ્વવિકાસના અભ્યાસમાં આગળ વધી જ્યારે વીતરાગ, કર્મમુક્ત ( નિરાવરણ ) તથા પૂર્ણવિશુદ્ધ બને છે ત્યારે પરમાત્મા બને છે. ૩૮



* He who does not know the soul, is बहिरात्मा (out of the region of the soul), he who has understood the soul and follows the path of its welfare, is अन्तरात्मा ( devoted to spiritual welfare ) and he who has been dispassionate, freed from all the Karmic forces and absolutely purified is परमात्मा (the Supreme Spirit). 38



# चतुर्विंशः प्रकाशः

## उपदेशस्मृतिः

## CHAPTER 24

## Memory of Advice



(१)

विषण्णो मा भव स्मृत्वा भूतकालिकमूर्खताः ।
किन्तु त्वमद्यप्रभृति प्रबुध्य सुखवान् भव ॥



* અગાઉ થયેલી મૂર્ખતાઓને યાદ કરી વિષાદ ન કર, પણ હવે આજથી જાગ્રત થા અને વિવેકયુક્ત વર્તન રાખી સુખી થા १



* Remembering your actions of foolishness done in the past be not dejected, but be prudent from today and be happy 1





(२)

येन केनापि संघर्षमवमानं कुतोऽपि वा ।
जातं विस्मृत्य शान्तः स्याः शमो हि सुखमदिरम् ॥



* અગાઉ કોઇની સાથે સંઘર્ષમાં આવવાનું થયું હોય અથવા કોઇના તરફથી અપમાન થયું હોય તેને ભૂલી જા અને ચિત્તમાં શાન્તિને ધારણ કર. કેમ કે શમભાવ એ સુખનું મન્દિર છે. २



* Forget into what collisions you came with any or what insults you had to suffer from any, and be quiet, since quietude is an abode of happiness 2





(३)

अल्पीक्रिया निजेच्छानां सर्वेषामुपयोगिनी ।
विशेषेण दरिद्राणामशान्तिर्हि ह्रसेत् ततः ।।



* પોતાની ઈચ્છાઓને ઓછી કરવી એ બધાને માટે હિતાવહ છે અને દરિદ્ર માણસોને માટે ખાસ કરીને, કેમ કે એથી એમની વ્યાકુલતા ઓછી થાય છે. ૩



* It is useful for all to *lessen* their desires and especially for the poor, because thereby their troubles or agitations are lessened. 3





(४-५)

अन्यस्य भाग्यं वलि चेन्नापकर्तुं क्षमिष्यसे ।
अन्यथा त्वत्प्रयत्नेन विनापि स पतिष्यति ।:
तत् किं वृथेर्ष्यन्नन्यस्मै कुरुषे पापवन्धनम् ?।
परद्रोहक्रिया नूनं स्वस्य पाताय जायते ॥



* બીજા માણસનું નસીબ જોરાવર હશે તો તું તેનો વાળ પણ વાંકો નહિ કરી શકે, અને જો તેનુ ભાગ્ય નબળું હશે તો તે પોતાની મેળે પડવાનો—તારા પ્રયત્ન વગર પણ.

માટે બીજા પર ઇર્ષ્યા કરવી એ વૃથા જ છે, અને વધારામા એથી પાપ બંધાય છે. ખરેખર પરદ્રોહનું કાર્ય પ્રથમ પોતાને જ નીચે પાડે છે ૪–૫





* You will not be able to do ill to him whose luck is strong, and if his luck is weak, he will, of his own accord, fall down without any effort of yours. 4

* So why do you, to no purpose, envy another and incur sin ? A man's attempt to injure another, surely results in downfall of himself 5





(३)

समुत्कर्षे विचाराणां समुत्कृष्येत जीवनम् ।
अपकर्षे विचाराणामपकृष्येत जीवनम् ॥



* વિચારો ઉત્કર્ષગામી થતાં જીવન ઉત્કર્ષગામી બને છે અને વિચારો અધોગામી થતાં જીવનની અધોગતિ થાય છે. ૬



* Thoughts being upward, life begins to advance, and they being downward, it is degraded. 6





(७)

वुभूषति यथा मर्त्यः शक्नोति भवितुं तथा।
विवेकपरिपूतेन विचाराचारवर्चसा ॥



* મનુષ્ય જેવો બનવા ચાહે તેવો બની શકે છે— વિવેકયુક્ત વિચારબળ તેમજ આચરણબળના સહયોગથી ७



* A person can be so as he wishes to be-by the co-operation of the powers of thinking as well as conduct sanctified by discrimination. 7





(८)

पर्याप्तमात्मरक्षार्थमयुञ्जानस्य पौरुषम् ।
पातेऽधिकं स्वदौर्बल्यमपराधि स्वकर्मतः ॥



* જે પ્રલોભનની સામે પોતાના આત્માની રક્ષા માટે પુરતું બળ લગાવતો નથી તે પડે છે અને એમાં એના 'કર્મ' કરતાં એની માનસિક દુર્બલતાનો વધારે વાંક છે. ૮



* He who does not use his sufficient strength to protect his self against seductive temptations, falls, and in this fall of his mental weakness is an offender more than his Karma 8





(९-१०-११-१२)

उद्यमो भाग्यमानेतुं प्राकट्यमुपयुज्यते ।
भाग्यवादो निरुन्द्धे नो उद्यम किन्तु पोषति ।।

उद्यमो भाग्यतो भाग्यमुद्यमादिति तौ मिथः ।
वर्तेते गाढसम्बन्धौ जयोऽन्यस्य वलीयसा ॥

समीचीनप्रकारेण भाग्यवादविभावनात् ।
प्रातिकूल्ये मनः शान्ति दधात्यतिमनाविशत् ।।

तथैव सुखसयोगं पुण्यात् प्राप्तं विभावयन् ।
भगवत्सेवया प्राप्तान्नम्रः स्यादनहकृतिः ।।





* ભાગ્યને પ્રાકટ્યમાં લાવવા માટે ઉદ્યમની ઉપયોગિતા છે. ભાગ્યવાદ ઉદ્યમને રોકતો નથી, પણ એને આવકારે છે

ઉદ્યમથી ભાગ્ય અને ભાગ્યથી ઉદ્યમ એમ એ બેઉ પરસ્પર ગાઢ સમ્બન્ધવાળાં છે. અને એ બેમાં જે બલવત્તર હોય તે બીજા પર જય મેળવે છે. ( ભાગ્ય બલવત્તર હોય તો ઉદ્યમનું નથી ચાલતું અને ઉદ્યમ બલવત્તર હોય તો ભાગ્ય નબળું પડી જાય છે )

ભાગ્યવાદની સમજણ યથાર્થરૂપે હોય તો પ્રતિકૂલ પરિસ્થિતિમાં મન ઉદ્વેગથી ન ઘેરાતાં શાન્તિમાં રહી શકે છે.

અને એ જ પ્રમાણે સુખના વખતે સુખને ભગવત્ સેવાથી મળેલા પુણ્યનું ફળ સમજવામાં આવે તો માણસ અભિમાની ન બનતાં નમ્ર બને છે

૯-૧૦-૧૧-૧૨

[ જે કઇ સત્કર્મ કરીએ કે સદ્‌ગુણની સાધના કરીએ એ ભગવત્પૂજન છે. આમ પુણ્યનું ઉપાર્જન ભગવત્-પૂજનથી છે એ સમજી શકાય છે ]





* Exertion is useful in the manifestation of good luck. The theory of Fate does not deny the usefulness of exertion, but welcomes it.

Fate and exertion both are inter-dependent and mutually closely connected. Of course, which may be the more powerful of them, defeats the other.

The idea of fate being truly taken into consideration, mind being not agonized by grief, can remain quiet even at the time of adversities.

And likewise even at the time of happiness, happiness being considered as the result of merit earned by devotion to God, man would not be elated with pride and become gentle 9-10-11-12

[ Whatever good action we do or whatever virtue we observe is the adoring of God. Thus the earning of merit is due to God-adoration. ]





(१३)

वीरपूरुषवद् यो हि जनो जानाति जीवितुम् ।
मर्तुं प्रज्ञालवच्चासौ धन्योऽस्ति कुशली कृती ॥



* જે વીર પુરુષની જેમ જીવી જાણે છે અને પ્રાજ્ઞ પુરુષની જેમ મરી જાણે છે તે પુણ્યશાળી ધન્ય છે, કૃતાર્થ છે. ૧૩



* He is meritorious, successful and blessed, who knows to live like a hero and also to die like a wise man 13





(१४-१५)

रोगादिदुःखाक्रान्तोऽपि योऽन्याभ्यर्णे न शोचति ।
बिभर्ति स्वमनःस्वास्थ्यं सत्करोत्यागतान् स्मितैः ॥

स धीरः सहनो नूनमाध्यात्मिकपराक्रमः ।
यमालोक्य लघूभूतदुःखा. स्युर्दुःखिनोऽपरे ॥
(युग्मम्)



* જે શરીરના રોગો અને બીજાં દુઃખોથી આક્રાન્ત છતાં કોઇની આગળ પોતાનું દુઃખ રોતો નથી, પોતાનુ માનસિક સ્વાસ્થ્ય જાળવી રાખે છે અને મળવા આવનારાઓને પોતાના મુખ પરના સ્મિતથી સત્કારે છે,

એવો સહનશીલ ધીર મનુષ્ય ખરેખર આધ્યાત્મિક પરાક્રમવાળો છે, જેને જોઇને બીજા દુઃખીઓનું પણ દુઃખ હળવું થઈ જાય છે. ૧૪-૧૫





* That courageous and enduring man is, indeed, a spiritual hero who though overcome by diseases and other miseries, does not grieve over them before others, who preserves his mental quietude, who receives those who come to see him, with a smile, and on seeing whom other distressed men's distress would be lessened. 14–15





(१६-१७-१८)

जीवनं मे वृथा यातमिति ताम्यति मे मनः ।
नेदानीं चापि चेतामि तेनाहमधिकं व्यथे ॥
एतादृशं ब्रुवाणोऽपि मोहावेशवशीकृतः ।
बलेऽपि निर्बलीभूय स्वयमेव पतत्यधः ॥
स्वस्थीभूय परं किञ्चिच्चिन्तयेच्छान्तितः स चेत् ।
तदान्तः शक्तिसम्भारप्रतीतेरुत्थितो भवेत् ॥
(त्रिभिर्विशेषकम्)



* મારું જીવન વ્યર્થ ગયું એનું મને દુઃખ છે, અને હજી પણ હું ચેતતો નથી એ માટે હું વધારે વ્યથિત છું—

આવા ઉદ્ગારો કાઢતો મોહાક્રાન્ત માણસ બળ છતાં નિર્બળ બની હાથે કરી નીચે પડે છે. પણ જો તે ક્ષણભર સ્વસ્થ બની શાન્તિથી ચિન્તન કરે તો તેને પોતાની અન્દરનો શક્તિસંભાર કેવો મહાન્ છે એની પ્રતીતિ થશે અને પ્રતીતિ થતાં તેનું ઉત્થાન થશે.

૧૬-૧૭-૧૮





* "I am dejected at the thought that my life has gone fruitless, and I am more grieved that I do not wake still."

Uttering suchwise an ignorant man suppressed by the excitement of Moha, falls down himself, being weak even though having spirit.

But if, being quiet he ponders steadily for a while, he will be able to perceive his inner store of powers and by this perception he will rise up.
16-17-18





(१९-२०-२१)

भौतिकाद्भुतविज्ञानप्रयोगाविष्कृतेरपि ।
न नश्येयुर्न शुष्येयुरात्मकर्मपुनर्भवाः ॥

आत्मानः कर्मसंयुक्ताः सदसत्कर्मबन्धतः ।
सदसद्गतियोगेनासादयन्ति सुखासुखम् ॥

जीवाः सत्कर्मभूयिष्ठा भूयिष्ठं सुखमियूरति ।
सर्वकर्मक्षयान्मोक्षमात्मकैवल्यलक्षणम् ॥



* ભૌતિક વિજ્ઞાનપ્રયોગના ગમે તેવા અદ્ભુત આવિષ્કારા થવા પામે તો યે આત્મા, કર્મ અને પુનર્જન્મ નથી નાશ પામવાનાં, નથી સુકાવાનાં.

કર્મયુક્ત આત્માઓ સારા બુરા કર્મબંધને લીધે શુભ–અશુભ ગતિમાં જાય છે અને સુખ–દુઃખ પામે છે.

સત્કર્મબહુલ સન્માનવો પોતાના ઉચ્ચતમ પુણ્યના બળે મરણોત્તર ઉચ્ચતમ સુખને પ્રાપ્ત કરે છે. અને સર્વ કર્મોથી મુક્ત બનેલા આત્માઓ આત્મકૈવલ્યરૂપ મોક્ષને પ્રાપ્ત કરે છે ૧૯–૨૦–૨૧





* The discoveries of material science even though exciting an excessive miracle, can neither negative nor lower the existence of soul. Karma and rebirth.

Souls united with Karmas. go to a good or bad grade after death according to the good or bad Karmas incurred by them and get happiness or misery.

Those souls which are abounding in good Karmas, obtain happiness of the highest type, and those freed from all their Karmas, attain Moksha. Moksha is the soul's freedom from all the bondage of Karma This freedom is the soul's absolute purity which has no least connection with any foreign matter. 19-20-21





(२२-२३-२४-२५)

आत्महत्यामधीरीसन् करोति जन आपदि ।
परन्तु पूर्वपापानि हन्यन्ते नात्महत्यया ।।

तस्मात् तथाविधे कष्टे धैर्यमाधाय सन्मतिः ।
वैराग्यमार्गं विमलं सश्रयेत् पूर्णशर्मणे ।।

मृतवानात्मघातेनाऽनाहतैर्निजपाप्मभिः ।
परत्र दुर्गति याति भूयो दुःखमुपैति च ।।

स्वशरीर यदि त्याज्य त्याज्य नो आत्महत्यया ।
किंतु शुद्धतपस्यातः सा हि पूर्णसुखावहा ।।





* માણુસ દુઃખ આવતાં ધીરજ ગુમાવી આવેશને વશ થઇ આત્મહત્યા કરી બેસે છે, પણ આત્મહત્યા કરવાથી પોતે કરેલાં પાપોની હત્યા થતી નથી.

માટે તથારૂપ કષ્ટ આવતા સમજુ માણુસે ધીરજ રાખી દુઃખમુક્તિનો કોઇ સાચો રાહ લેવો ઘટે. છેવટે વૈરાગ્યમાર્ગનો આશરો તો પૂર્ણ સુખકારી છે જ. (પણ આત્મહત્યાનો મહાદુઃખકારી અધમ માર્ગ નહિ લેવો.)

આત્મઘાત કરનારનું શરીર હણાયું છે, પણ એથી એણે કરેલાં પાપ તો હણાયાં નથી, એટલે એ પાપોના પ્રતાપે એ મરીને દુર્ગતિમાં પટકાઈ ફરીને દુઃખની ખાડીમાં પડવાનો.

શરીર જો ત્યાગવું હોય તો આત્મઘાત કરીને નહિ, પણ શુદ્ધ તપનો માર્ગ ગ્રહણ કરીને કેમકે એ માર્ગ પૂર્ણ સુખકારક છે ૨૨–૨૩–૨૪–૨૫





* At the approach of a calamity, a person losing his patience and being subject to the out-burst of affliction, commits suicide, but at such a crisis he should understand that by the destruction of his body the sins previously incurred by him, are not destroyed.

So, at such a distressful time, a person being courageous, should resort to some true way of relief from the misfortune, or at last the good path of renunciation which is sure to bestow full happiness, is just open to any one; but the worst way of suicide is quite unadvisable and undesirable.





* He who dies by committing suicide, likely goes to a bad grade after death because of his evil meditation and suffers pain there again because of his sins which were not destroyed at the time of his destruction of his body.

If the body is to be abandoned should be abandoned not by suicide, but by the practice of good and auspicious austerities which is sure to lead to permanent and perfact happiness. 22-23-24-25





(२६-२७-२८)

आत्मसाक्षात्कृतिर्नूं न दुष्करा योगिनामपि ।
आत्मप्रतीतिमूलैवापेक्ष्यते साधनाऽखिला ॥

अमृतं स्यादनुष्ठानमात्मभानपुरस्कृतम् ।
ईदृक्षसाधनो वीर आत्मदर्शनमर्हति ॥

द्रष्टव्यं विद्यते नान्यदात्मदर्शन उद्गते ।
आत्मद्रष्टा हि पूर्णत्वं प्राप्तः परम ईश्वरः ॥





* આત્મસાક્ષાત્કાર યોગીઓને પણ દુષ્કર છે. ( એ છેલ્લી ઉચ્ચતમ સાધનાનું અન્તિમ ફળ છે.) સાધકની સાધના આત્મપ્રતીતિગર્ભિત આત્મલક્ષી હોય છે અને ક્રમશઃ વિકસતી જાય છે.

કોઈ પણ ક્રિયા કે અનુષ્ઠાન આત્મભાનયુક્ત હોય તો જ કલ્યાણકારી થઈ શકે છે. અને એવી સાધના-વાળો મહાભાગ આગળ વધીને આત્મદર્શન ( આત્મ-સાક્ષાત્કાર ) મેળવવા અધિકારી થાય છે.

આત્મદર્શન (આત્મસાક્ષાત્કાર) થતાં પછી દર્શન કરવા જેવું કશું જ રહેતું નથી. આત્મદ્રષ્ટા ખરેખર પૂર્ણતાને પ્રાપ્ત થયો છે અને એ જ પરમ ઇશ્વર છે.

૨૬-૨૭-૨૮





* The direct perception (साक्षात्कार) of the soul is difficult to be attained even by great sages Every good practice must be with the view of the Soul. Only then it can be really auspicious. And by such practice one becomes in course of time, entitled to the direct valid knowledge of the Soul,

The soul being directly realized, nothing remains to be realized The Self-seer is, indeed, possessed of Perfection and the Supreme Being. 26-27-28





(२९)

निर्माहि देवालयमन्तरङ्ग* !
विश्वेश्वरं स्थापय भक्तया ।
तमर्च्च वर्तस्व तदाज्ञया च
निस्तारमार्गः सुधियोऽयमेव ॥



* હે ભદ્ર ! તારા અન્તર્હૃદયમાં દેવાલયનું નિર્માણ કર, એમાં ભક્તિભાવથી પરમેશ્વરને સ્થાપિત કર, તેનું ભાવોલ્લાસથી અર્ચન કર અને તેની આજ્ઞા અનુસાર ચાલ. સમગ્ર વ્યથામાંથી મુક્ત થવાનો આ જ માર્ગ છે ૨૯



* Creat a temple in your heart, install there the Supreme Spirit worshipfully, adore Him piously and conduct yourself according to His injunction.

This is the only way to the attainment of emancipation from all misery. 29

* 'अङ्ग' सम्बोधने



# पञ्चविंशः प्रकाशः

## अन्तिम उद्गारः

## CHAPTER 25

## Last Word



(१)

जगज्जानीहि निःसारं नाटकं स्वल्पकालिकम् ।
त्यक्त्वा तन्मोहमारोह महामानववर्तनीम् ॥



* જગત્ એક થોડા વખત માટેનું નિઃસાર નાટક છે એ તું સમજ અને એના ઉપરના મોહને છોડી દઈ મહામાનવના મહાન્ માર્ગ પર ચાલવાનું શરૂ કર. ૧



* Know this world to be a drama-shortlived and insignificant, forsake your attachment towards it and begin to tread the path of great men. 1





(२)

कस्मिन्नपि समायाते सुखे त्वं मा स्म विश्वसीः।
सद्यो गच्छेत् तदागत्य, तद् रमस्वात्मसाधने ॥



* કોઈ પણ સુખ પ્રાપ્ત થતાં તેના પર વિશ્વાસ રાખીશ નહિ. કેમકે સુખ આવે છે અને ફડાકામાં ચાલ્યું જાય છે માટે શુદ્ધ આત્મસાધનામાં રમમાણ બન. એ જ અખંડ શાન્તિ અને પરમ સુખનો માર્ગ છે. ૨



* Do not rely on any (worldly) happiness which you have got or get, because it comes and soon vanishes. Indulge in the delight of spiritual sentiments if you long for uninterrupted peace and lofty happiness 2





(३)

आसादिते सुखे तुष्य, दुःख क्षान्त्या सहस्व च ।
अनेन वर्त्मनात्मानं कुर्वीया ऊर्ध्वगामिनम् ।।



* પ્રાપ્ત થયેલા સુખમાં સન્તોષ ધારણ કર અને દુઃખને શાન્તિથી સહન કર. આ રીતે વર્તવાથી તુ તારા આત્માને ઊર્ધ્વગામી બનાવી શકીશ. 3



* Be satisfied with happiness being at hand and endure misery present or if any comes, with courage and quiet. By this way you will be able to go upwards. 3





(४)

रागतो दूरवर्तित्वं तथा सत्कर्मशीलता ।
मन:सयमनोपाय. सुखाय कुशलाय च ॥



* રાગથી (રાગના વાતાવરણથી) દૂર રહેવું, તેમજ સત્કાર્યમાં (સ્વાધ્યાય તથા પરોપકાર પ્રવૃત્તિમાં) લાગ્યા રહેવું. આ બેથી (આ બેના સહયોગથી) મનનું સંયમન સાધી શકાય છે. મનના સંયમનનો આ ઉપાય સુખ તેમજ કલ્યાણને માટે છે. ૪



* To be far from the atmosphere of illusory attachment and to be devoted to good acts, is the way to the restraint of mind, which tends to happiness as well as welfare. 4





(५)

अस्मिन्नुपाये सततं यथावत् परिशीलते।
आत्मा याति परां शुद्धिं परां च मुदमक्षयाम्॥



* મનના સંયમનના આ ઉપાયનો અભ્યાસ જો સમ્યક્ પ્રકારે સતત થતો રહે તો તેના પરિણામ-સ્વરૂપ, આત્માની શુદ્ધિ વધતી જાય છે, વધતાં વધતાં પૂર્ણતાએ પહોંચે છે અને એ ઉચ્ચતમ અવસ્થામાં ઉચ્ચતમ આનન્દની પ્રાપ્તિ થાય છે. ૫



* The above-said means for the restraint of mind, being constantly and properly practised, the soul gets perfect purity and perfect joy. 5





(६)

दुखं ससहते योऽन्यहितसाधनहेतवे ।
समर्जति स सद्भाग्यं ततोऽनल्पसुखप्रदम् ॥



* જે પુણ્યશાલી મનુષ્ય અન્યના હિત માટે દુઃખ સહન કરે છે તે તે દુઃખથી અનેકગણું સુખ આપનારું સદ્ભાગ્ય ઉપાર્જે છે. ૬



* That good man who endures misery for the benefit of others, earns a merit giving happiness much more than that misery. 6





(७-८)

ज्ञानसम्पत्सुखं स्थायि, समीचीनं, स्वतन्त्रकम् ।
वृद्धस्यैकाकिनो रोगाक्रान्तस्यापि च शान्तिदम् ।।
बाह्योपाधिसुखं नाशि कलुषं परतन्त्रकम् ।
वृद्धस्यैकाकिनो रोगाक्रान्तस्य च सुदुर्लभम् ।।



* જ્ઞાનસમ્પત્તિમાંથી પ્રાપ્ત થતું સુખ સ્થાયી, સમીચીન અને સ્વતન્ત્રરૂપ હોય છે, જે વૃદ્ધને, એકલવાયાને અને રોગીને પણ શાન્તિ આપી શકે છે, જ્યારે બાહ્ય ઉપાધિમાંથી મેળવાતું સુખ નાશવાન્, મલિન અને પરાધીનરૂપ હોય છે અને એ વૃદ્ધને, એકલવાયાને અને રોગીને મળવું મુશ્કેલ હોય છે.

૭–૮





* The happiness secured from the good wealth of right knowledge or understanding is steady, good and independent, and proves peaceful even to an old, solitary and diseased person, while the happiness attained from worldly matters, is perishable, impure and dependent, and is difficult to be attained by an old, solitary and diseased person -7-8





(९)

जनो भवति निस्तेजा असमीचीनचर्यया ।
बुद्धिमानपि नेताऽपि कलावानपि धन्यपि ॥



* માણસ પોતાના અનુચિત વર્તનથી નિસ્તેજ બને છે—એ ચાહે બુદ્ધિમાન્ (વિદ્વાન્) હોય, નેતા હોય, કલાઢ્ય હોય અથવા ધનાઢ્ય હોય. ૯



* A man loses his position of dignity by his misbehaviour even though he be intelligent (or erudite), a leader, an artist, or rich. 9





(१०)

परिस्थितिमनालोच्यान्यस्य स्वस्थेन चेतसा।
स्वार्थहेतोस्तमाक्रोशन् स्वार्थी निष्ठुरमानसः ॥



* પોતાના સ્વાર્થ અંગે બીજાની પરિસ્થિતિનો સ્વસ્થ ચિત્તે વિચાર નહિ કરતાં તેને ધમકાવનાર માણસ સ્વાર્થચુસ્ત અને નિષ્ઠુર છે. ૧૦



* He who improperly scolds some other person for his self-interest, without composedly conside-ring the person's real circumstances, is selfish and hard-hearted. 10





(११)

जनोऽन्यस्य पराधीनतया हीनतयाऽथवा ।
कुर्वाणो भर्त्सनामल्प आगस्युद्धत-निष्कृपः ।।



* બીજાના થોડા વાંકમાં તે પરાધીન યા હીન હોવાને લીધે તેને ધુતકારનાર માણુસ ઉદ્ધત અને નિષ્કરુણ છે. ૧૧



* A person who reviles another on his little fault, on account of his being dependent or wretched, is insolent and pitiless. 11





(१२)

शान्त्या प्रबोधनेऽन्यस्यापराधे सौष्ठवं भवेत् ।
किन्तु क्रुद्ध्वा तिरस्कारे दुष्परीणाम उद्भवेत् ॥



* માણુસની ભૂલ થતાં તેને શાન્તિથી સમજાવાય તો તેની તેના પર સારી અસર થાય છે, પણુ ક્રોધ કરીને તેનો તિરસ્કાર કરતાં તેનું પરિણામ માઠું આવે છે ૧૨



* By serenely advising another on his having done some guilt, a good result is brought, but by angrily reproaching him, is brought a bad one, 12





(१३)

अनुकूले जने सर्वो भवेत् सद्व्यवहारभाक् ।
किंतु यः प्रतिकूलेऽपि सभ्याचारः स शस्यते ॥



* અનુકૂલ માણસની તરફ બધા સદ્વ્યવહાર બતાવે છે, પણ જે પ્રતિકૂલ માણસ તરફ પણ સભ્યતા બતાવે છે તે પ્રશંસાર્હ છે. ૧૩



* Every man shows a good behaviour to him who is favourable to him, but it is, indeed, praiseworthy to show a good behaviour even to an unfavourable man. 13





(१४)

मितभाषित्वसभ्यत्वे शान्तिभद्रे प्रयच्छतः ।
वहुभाषित्ववैयात्ये क्लेशाभद्रे प्रयच्छतः ॥



* મિતભાષીપણું અને સભ્યતા શાન્તિ આપે છે અને ભદ્રંકર બને છે, જ્યારે બહુભાષીપણું અને ઉદ્ધતાઈ ક્લેશકારક થાય છે અને અભદ્ર-અશુભ પરિણામ નિપજાવે છે ૧૪



* Speaking little or measured words and politeness give peace and auspiciousness, while talkativeness and impudence cause disturbance and inauspiciousness. 14





(१५)

पापाचरणगुप्तत्वात् प्रख्यातोऽपीव सज्जनः।
नोत्कर्षं न सुखं याति, न कार्यं सदसद् वृथा ॥



* માણસ એનાં પાપાચરણની ગુપ્તતાને લીધે લોકોમાં સજ્જન તરીકે જાણીતો થાય છે, પણ એમ છતાં ન સમુન્નત થઈ શકે છે, ન સુખી. સત્, અસત્ પોતાનો ભાગ ભજવ્યા વગર રહેતાં નથી. ૧૫



* A man though vicious, can become famous among the people on account of the secrecy of his sins, nevertheless he does not get good advancement nor happiness. An act good or bad cannot but show its influence. 15





(१६)

सदापि बहु, चेत् कुर्याज्जनः स्वस्यैव शोधनम् ।
नहि प्रमार्जनी म्लाना स्वच्छं कुर्वीत मंदिरम् ।।



* માણુસ બીજું કંઈ ન કરે અને પોતાની જાતનું જ શોધન–શુદ્ધીકરણ કરે (પોતાની જાતને જ સુધારે) તો યે ઘણું છે મેલી સાવરણી મકાનને સ્વચ્છ કરી શકતી નથી. (તેમ સદાચરણહીન માણુસ જે પોતે સુધર્યો નથી તે બીજાને શું સુધારી શકવાનો હતો? ખરેખર પહેલી જરૂરીઆત આત્મસુધારણાની છે પ્રખર વિદ્વાન્ કે વક્તાની સુન્દર વક્તૃતા કરતાં ચારિત્રશાલીનું મૌન વધારે સારી અસર નિપજાવે છે.) ૧૬





* It is also very much if a person trys to improve his self. ( It is the first desideratum for one to be devoted to growing better ) It is clear that a broom, if dirty, cannot clean houses, etc. 16

[ Really speaking, impressions of silence of a pious and righteous man, are likely stronger than those of high eloquence of a great orator. The strength of pure life is far better than an oral one ]





(१७)

विशुद्धायाः प्रवृत्तेर्वा निवृत्तेर्वाऽवलम्बनम् ।
कल्पते पूर्णभद्राय नान्यः पन्थास्तु विद्यते ॥



* વિશુદ્ધ પ્રવૃત્તિ યા વિશુદ્ધ નિવૃત્તિ એ જ પરમ કલ્યાણનો માર્ગ છે. એ સિવાય બીજો કોઇ કલ્યાણ-માર્ગ નથી. ૧૭



* Devotion to spotless and pious activity or discontinuance of worldly acts and emotions, is the path to the absolute welfare. There is no path other than this for being fully blessed 17





(૧૮)

निवृत्तिमाधुर्यकरी प्रवृत्तिः
प्रवृत्तिसामर्थ्यकरी निवृत्तिः।
शुभे प्रवृत्तिस्त्वशुभान्निवृत्ति-
रित्येवमन्योन्यहिते इमे स्तः ॥



* પ્રવૃત્તિ (એની પછી લેવામાં આવતી) નિવૃત્તિને મધુર બનાવનારી છે, અને નિવૃત્તિ (એની પછી ચાલુ કરવામાં આવતી) પ્રવૃત્તિને સતેજ કરનારી છે. પ્રવૃત્તિ શુભમાં કરવાની છે અને નિવૃત્તિ અશુભથી લેવાની છે. આમ પ્રવૃત્તિ અને નિવૃત્તિ–ચાહે ભિન્નકાલીન હોય અથવા સહભાવી હોય–બન્ને એકબીજાને હિતાવહ છે. ૧૮

[ પ્રવૃત્તિ અને નિવૃત્તિ પરસ્પરના સુમેળ સાથે જીવનમાં રહે એ જ સાચું અથવા ઉત્તમ જીવન છે બાકી નિવૃત્તિ એના ખરા વખતે એની મેળે ઉપાસ્ય બની જાય છે ]





* Activity ( प्रवृत्ति ) sweetens cessation ( निवृत्ति ) and cessation (निवृत्ति) strengthens activity (प्रवृत्ति) Activity is with regard to righteousness and cessation is to be taken from unrighteousness. Thus activity and cessation (प्रवृत्ति and निवृत्ति) either at different times or at the same time, are beneficial to each other. 18

[ Generally speaking, it is a wise life where activity and cessation exist harmoniously. Cessation when its right time comes, embraces or occupies life, of its own accord ]





(१९)

ज्ञाते सदोषे स्वमते जहाति तत्
किमीयमप्याश्रयते च सन्मतम् ।
सत्यानुगः सत्यविचारपक्षकृत्
स एव कल्याणविभूतिमर्हति ॥



* સત્યનો અનુયાયી, સત્યનો પક્ષકાર સજ્જન પોતાનું મન્તવ્ય ખોટું જણાતાં તેને ત્યજી દે છે અને કોઈનું પણ યથાર્થ મન્તવ્ય સ્વીકારે છે (માનવ તરીકેની આ શ્રેષ્ઠ લાયકાત છે.) આવો મનુષ્ય જ કલ્યાણવિભૂતિની પ્રાપ્તિનો અધિકારી છે. ૧૯



* He who is follower of truth and in favour of it, abandons his faith pertaining to some religious or logical thought, when he comes to perceive it to be wrong, and accepts a right conception of any other Such a good person alone is entitled to the attainment of the sublime state of welfare 19





(२०)

वपुर्मलं क्षालयितुं यतन्ते
सदाऽवधानेन जनाः समग्राः।
परन्तु मोहस्य मनोमलस्याऽ-
पनोदशीलो हि यथार्थसाधुः ॥



* દુનિયાના બધા માણસો પોતાના શરીરનો મેલ ખાળવામાં હમેશાં કાળજી રાખે છે, પણ પોતાના મનનો મેલ જે મોહ તેને ખાળવામાં જે પ્રયત્નશીલ છે તે જ સાચો સાધુ છે. ૨૦



* All the people of the world always wash their bodily dirt carefully, but he who is intent upon cleansing his mental dirt namely Moha (delusion), is a real ascetic or saint. 20





(२१)

जनो रामोपासी प्रपठतु ततो न्यायपरतां
जनः कृष्णोपासी प्रपठतु ततः कर्मपटुताम् ।
जनो बुद्धोपासी प्रपठतु ततः कारुणिकतां
जनो वीरोपासी प्रपठतु ततः संयमितताम् ॥



* રામનો ઉપાસક રામની પાસેથી
ન્યાયપરાયણુ બનવાનુ શીખે,
કૃષ્ણુનો ઉપાસક કૃષ્ણુની પાસેથી
કર્મકુશલતાનો પાઠ શીખે,
બુદ્ધનો ઉપાસક બુદ્ધની પાસેથી
કરુણાશીલ થવાનુ શીખે,
મહાવીરનો ઉપાસક મહાવીરની પાસેથી
સંયમી બનવાનુ શીખે
૨૧





• Let Rama's devotee learn from him to be just and upright.

Let Krishna's devotee learn from him the performance of good and useful actions.

Let Buddha's devotee learn from him to be compassionate.

Let Mahavira's devotee learn from him to be endowed with self-restraint. 21





(२२)

अस्माभिः शुभसाधनक्षममिदं मानुष्यमासादितं
यद्दौर्लभ्यमशेषधर्मगुरवः सम्यक् समाचक्षते।
तत् कर्तव्यपथं निरंतरसुखश्रीश्रेणिविश्राणकं
बुद्ध्वा सुष्ठु सदा तदाचरणतो भूयास्म धन्या वयम् !॥



* કલ્યાણસાધનમાં સમર્થ સાધનભૂત થઈ શકે એવું મનુષ્યત્વ આપણને મળ્યું છે કે જેનું દૌર્લભ્ય સંસારના બધા ધર્માચાર્યો એક અવાજે ઉદ્ઘોષે છે, તો આપણે નિરન્તર સુખકારક હોય એવો કર્તવ્યમાર્ગ બરોબર સમજી લેવો જોઈએ અને સમજીને આચરણમાં મૂકવો જોઈએ. આમ કરીને આપણે ધન્ય બનીએ. ૨૨



* We have obtained the good birth as a human being which can be most useful in accomplishing welfare and which is announced as difficult of attainment by the heads of all religions, so we must rightly understand our propitious duty–the giver of permanent happiness, and put it into practice. May we be thus blessed ! 22





(२३)

स्वान्तःसुखाय मयका विहितोऽल्प एष
स्वाध्याय आत्मकुशलैकपदी प्रवक्ता।
ईहेऽनया रचनया विनतस्तथापि—
प्रज्ञाः प्रसन्नमनसो मयि सन्तु सन्तः ! ॥



* કલ્યાણમાર્ગદર્શક આ અલ્પ સ્વાધ્યાય મેં સ્વાન્તઃ સુખાય (મારા પોતાના માનસિક સુખ માટે) કર્યો. છતાં એક બીજી ઇચ્છા પણ આ સાથે થઈ આવે છે, જે નમ્રભાવે રજૂ કરું છું, તે એ કે આ રચનાના યોગે પવિત્ર જ્ઞાનચારિત્રવિભૂષિત સન્તો મારા પર કૃપાલુ બની દૃષ્ટિપ્રસાદ કરો ! ૨૩



* I have done this little (sacred) study (स्वाध्याय) indicating the way to well-being, for my own happiness of mind. Nevertheless, being humble I wish in consequence of this composition that the good of the best wisdom and conduct, may be pleased with me. 23





इति

स्वर्गत-सुविख्यातप्रभावक-जैनाचार्य-

श्रीविजयधर्मसूरीगुरुदेवचरणोपासि-लघुशिष्य-

मुनिन्यायविजय-

विरचिता

कल्याणभारती

